સ્વ. મંગળજી લક્ષ્મીચંદ ગોઠાના સ્મરણાર્થે



શ્રી

# આધ્યાત્મિક કાવ્યરત્નમાળા




પ્રકાશકો

પ્રભુલાલ મંગળજી ગોઠા
ચીમનલાલ મંગળજી ગોઠા
નાંદુરા (વરાડ) G. I. P. Ry.

પ્રથમાવૃત્તિ
વીર સં. ૨૪૬૭

પ્રત ૫૦૦
વિ. સં. ૧૯૯૭

મૂલ્ય : અમૂલ્ય

સ્વ. મંગળજી લક્ષ્મીચંદ ગોડાના સ્મરણાર્થે



# શ્રી આધ્યાત્મિક-
# કાવ્ય રત્નમાળા



પ્રકાશકો

પ્રભુલાલ મંગળજી ગોડા
ચીમનલાલ મંગળજી ગોડા
નાંદુરા-(વરાડ) G. I. P. RY.

પ્રથમાવૃત્તિ — પ્રત ૫૦૦
વીર સં. ૨૪૬૭ — વિ. સં. ૧૯૯૭

મૂલ્ય-અમૂલ્ય

# નિમંત્રણ



"માનવ મોટું ભાગ્ય, જો ઇચ્છે તું તારૂં;
તો તું જલદી જાગ્ય! સદ્ગ્રંથો હાકલ કરે."

*　*　*　*　*

"આ સંસારે સુખ મળે, પરલોકે પણ તેમ;
સજ્જન ગ્રંથ સુલક્ષણા, સેવો આણી પ્રેમ!"

*　*　*　*　*

"જીવન, જોબન, રાજધન, અવિચળ રહે ન કોઇ;
જે ઘડી જાય સત્સંગમાં, જીવનનું ફળ સોઇ."

*　*　*　*　*

"સુત, દારા ને સંપત્તિ, પાપીને પણ હોય,
સતસંગત ને સદ્કથા, દુર્લભ છે એ દોય."

મુદ્રક : નાથાલાલ મ. શાહ : સ્વાધીન મુદ્રણાલય : સૌરાષ્ટ્ર રોડ : રાણપુર
પ્રકાશક : પ્રભુલાલ મંગળજી ગોડા : નાંદુરા (વરાડ) G. I. P. RY.

સદ્‌ગત ગોડા મંગળજી લક્ષ્મીચંદ



જન્મ
તા. ૧૮-૯-૧૮૮૫

દેહોત્સર્ગ
તા. ૧૯-૪-૧૯૪૦
(મહાવીર જયંતી)

# સમર્પણ

સદ્ગત પુજ્ય પિતાશ્રી
ગોડા મંગળજી લક્ષ્મીચંદની પરોક્ષ પવિત્ર સેવામાં.

આપે અમોને અનન્ય વાત્સલ્યભાવથી બાળવયમાં લાડપણે ઉછેરી, ચડતીવયે યથાશક્તિ વિદ્યા સંપાદન કરાવી, અમારું જીવન સુખરૂપ નિવડે એવા પ્રયાસો નિરંતર કર્યા છે.

આપશ્રીમાં દયા, ક્ષમા, ધૈર્ય, શૌર્ય, સાહસ, ઉદારતા, પ્રમાણિકતા, વ્યવહારકુશળતા, સેવાભાવ અને સાદાઈ આદિ સદ્ગુણોએ વાસ કર્યો હતો; આપની એ અનુપમ સમૃદ્ધિનો વારસો પણ અમુક અંશે તો અમોને ખચિત જ મળી શક્યો છે.

હે તીર્થરૂપ પરમ પૂજ્ય પિતાશ્રી ! વિશેષ શું કહીએ ? અમારાં હૃદયમાં જે કાંઈ સદ્વિચારો ઉદ્ભવે છે, અમારાં વર્તનમાં જે કાંઈ સદાચારો વ્યાપી રહ્યા છે; તે સાથે અમોને જે કાંઈ સુખસાધનો સંપ્રાપ્ત થયાં છે, તે સર્વ આપશ્રીની શુભાશિષનું જ પરિણામ છે.

આપના એ અનહદ ઉપકારો અને અનુત્તર સદ્ગુણોનાં સ્મરણ ચિન્હ તરીકે આપશ્રીના પરમ શાંતિમય અમર આત્માને આ "આધ્યાત્મિક કાવ્યરત્ન માળા" નામનું અમૂલ્ય પુસ્તક બરાબર એક વર્ષના અંતે આપના પરલોકગમનના દિવસે જ સમર્પણ કરી અમો કંઈક અંશે કૃતાર્થ થઈએ છીએ.

મહાવીર જયંતી
વીર સં. ૨૪૬૭

આપના ઋણીપુત્રો
પ્રભુલાલ.
ચીમનલાલ.

# અમીરસનાં બિંદુ



આ સંસાર આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રિતાપથી ભરેલો છે, તેનાથી વિરક્ત થઇ સમતાભાવમાં રહેવું, એજ આ મોંઘેરા મનુષ્યભવની ઉત્કૃષ્ટ કમાણી છે.

વિચાર, વાણી અને વર્તનમાં જેટલી વિશુદ્ધતા તેટલી જ માનવતા સમજવી.

ગુણદૃષ્ટિ રાખનાર પ્રત્યે આખુયે જગત ગુણદૃષ્ટિ રાખે છે; સબબ ગુણાનુરાગી બનવા કોશિષ કરવી એ પરમ હિતાવહ છે.

ભૂતકાળને ભૂલી જવો અને ભવિષ્યની ચિંતા જરાએ નહિ કરતાં, માત્ર વર્તમાનને જ પુરૂષાર્થથી પરિપૂર્ણ કરવો એ ડહાપણ છે.

બધાં કોલાહલનાં કામો છોડી દઇ, વિષય, કષાયો તથા સંકલ્પ વિકલ્પનો સર્વથા ત્યાગ કરી, એકાગ્રચિત્તે ધ્યાન કરવાથી પરંપરાએ આત્મદર્શન અવશ્ય થાય છે

આધ્યાત્મિક વાંચન, શ્રવણ અને મનનથી ઉપરોક્ત સિદ્ધિઓ સંપ્રાપ્ત થવી સંભવિત છે.

સંયોજક.

## પ્રકાશકોના બે બોલ

અમારા સ્વર્ગસ્થ પરમ પુજ્ય પિતાશ્રી મંગળજી લક્ષ્મીચંદ ગોડાના સ્થાયી સ્મરણાર્થે, તેઓશ્રીની આંતરિક ભાવના અનુસાર, આધ્યાત્મિક સાહિત્યથી અલંકૃત એવું પુસ્તક પ્રસિદ્ધ કરી, તે સ્નેહી સંબંધીઓ તથા જીજ્ઞાસુવર્ગમાં વિનામૂલ્યે વહેંચવું: એવી ઇચ્છા અમારા દિલમાં ઉદ્દભવી; અમારી એ ઇચ્છાને મૂર્ત-સ્વરૂપમાં મૂકી શકાય તેવાં સાધન માટેની આતુરતાભરી તપાસને પરિણામે, અમારા જાણવામાં આવ્યું કે, શ્રીગોંડળનિવાસી કાવ્યકળાનિપુણ, સેવાભાવ અને સ્વધર્મકાર્યના પ્રેમી, અમારા જ કુટુંબીભાઈ **પોપટલાલ ત્રીભોવન ગોડા** પાસે **'આધ્યાત્મિક કાવ્યરત્નમાળા'** એ નામાભિધાન વાળું પ્રસિદ્ધ કરવા લાયક ઉત્તમ પુસ્તક તૈયાર છે: અમારી વિનતિ ધ્યાનમાં લઈ **પોપટલાલભાઇએ** અતિશ્રમથી તૈયાર કરેલું તે પુસ્તક, અમોને સહર્ષ મોકલી આપ્યું. અમારા પ્રત્યેની આ ઉચ્ચ કોટિની લાગણી તથા ઉદાર દિલની સહાનુભૂતિમાટે, તે ભાઇશ્રીનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

વિશેષ વિદિત કરવાનું એ છે કે પ્રાચીન અને અર્વાચિન પ્રસિદ્ધ થયેલાં અને નહિ થયેલાં છંદ, પદ, ભજન. સ્તવનોના સમૂહોમાંથી ખાસ ઉપયોગી અને ઉપકારક જોઈ ચૂંટીકાઢેલાં કુલ ૧૦૮) કાવ્યરૂપી રત્નોની ૫) સરની માળા ગૂંથવાનો શ્રીયુત **પોપટલાલભાઇએ** કરેલો

પ્રયાસ ખરે જ પ્રશંસનિય છે. આવી ઇચ્છિવાજોગ અનુકુળતાવાળી ગોઠવણનું પુસ્તક સમાજમાં હોવાની ઘણી જરુર હતી, તે યથાર્થરીતે પુરી પડી છે. એમ એ વિષયના અનુભવીઓને જણાયાવગર રહેશે નહિ, એવી અમારી શુદ્ધહૃદયની માન્યતા છે.

અમારા પુજ્ય પિતાશ્રીની પવિત્ર યાદગિરીમાં આવા ઉમદા પુસ્તકના પ્રકાશનનો સુયોગ અમને સાંપડયો છે, તેને અમે અમારૂં મહાન સદ્‌ભાગ્ય સમજીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આ પુસ્તક દેશ વિદેશમાં બહોળા પ્રમાણમાં પ્રચાર પામો ! તથા તેની મીઠી સુવાસના લાભથી અનેક આત્માઓનું આત્મશ્રેય નિરંતર થાઓ ! તથાસ્તુ ! !

ગુણાનુરાગી સેવકો,

ચૈત્ર સુદી ૧૩ સંવત ૧૯૯૭
(મહાવીર જયંતી)

**પ્રભુલાલ મંગળજી ગોડા.**
**ચીમનલાલ મંગળજી ગોડા.**

## અનુક્રમણિકા

---

### સર ૧ લી પ્રાર્થના

## સર ૨ જી આત્મબોધ



## સર ૩ જી પ્રાયશ્ચિત

## સર ૪થી ભાવના

## સર ૫ મી અંત સમય

——:०:——

## પૂર્ણ માલિકા મંગળ.

---

**રાગ-ચીશ વહેલા આવજો તેને મળતો.**

શ્રી પ્રભુ શાંતિ સ્થાપજો, વિઘ્ન વિપત્તિ દુઃખ કાપજો—ટેક.

અઘહરતા છો અવિચળ નામી, કરૂણાસાગર અંતર્યામિ;
સર્વેશ્વર સહાયે થજો-શ્રી પ્રભુ. (૧)

કામ, ક્રોધ, મદ, મોહ વિકારો, કલેશ, કુબુદ્ધિ કષ્ટ નિવારો;
પાપપંક ઉથાપજો-શ્રી પ્રભુ. (૨)

પરમ ધરમપર પ્રીતિ થાએ, તમ ભક્તિ ચિત્ત નિશદિન ચાહે;
છાપ હૃદયપર છાપજો-શ્રી પ્રભુ. (૩)

સ્નેહ સંબંધ જગતમાં જામે, વેરઝેરની વૃત્તિ વિરામે;
સ્થળ સ્થળ આનંદ વ્યાપજો-શ્રી પ્રભુ. (૪)

●

२२८८४

# પ્રસ્તાવના

**વૈરાગ્ય** અને ભક્તિ આત્મોન્નતિનાં સર્વોત્તમ સાધન હોવાથી એ બે વિષયો પરત્વે જૈન અને જૈનેત્તર સંતમહાત્મા, તથા ભક્ત કવિઓ વિગેરેએ પોતાની અલૌકિક વાણીનો પ્રવાહ ખૂબ જ રેલાવ્યો છે.

એ અમૃતરસનું પાન કરનાર આત્મા શાંત, દાંત થઈ પરિણામે પરમપદની પ્રાપ્તિનો અધિકારી બની શકતો હોવાથી; જે જે છંદ, પદ, ભજન, સ્તવન, વિગેરે ઉપરોક્ત મહાપુરૂષોએ પ્રકાશ્યાં છે; તેમાંનાં કેટલાંએક તેના મૂળકર્તા અથવા તો પ્રકાશક મહાશયો તરફથી જુદાં જુદાં પુસ્તકદ્વારા અદ્યાપિ પર્યંત પ્રસિદ્ધ થવા પામ્યાં છે; એ પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ કાવ્યોમાંથી વીણી લીધેલાં એકસો ને આઠ કાવ્યરૂપી રત્નોની કુલ પાંચ સરની માળા ગુંથવાનો આ નાજુક પ્રયાસ છે; જે પાંચ સરોની વિગત નીચે મુજબ છે.

**સર ૧ લી** (પ્રાર્થના)—જેમાં નિત્યનિયમ તથા સ્તવન, આરાધન, ઈત્યાદિ સાધક દશાની સુવિહિત ક્રિયાઓમાં ઉપયોગી થાય તેવાં ઉત્તમોત્તમ પંદર કાવ્યોનો સંગ્રહ છે.

**સર ૨ જી** (આત્મબોધ)—ઉન્માર્ગથી થતાં અધઃપતનનું ભાન કરાવી આત્માને સન્માર્ગનો સચોટ ઉપદેશ આપનારાં અઢાર સુંદર કાવ્યોનો સંચય આ સરમાં છે.

**સર ૩જી** (પ્રાયશ્ચિત)–આ સરમાં અનાદિકાળથી અજ્ઞાનતાને લીધે મોહવશ થઇ, કરેલાં પાપકર્મોથી આત્મા મલિન થાય છે, તેને પશ્ચાતાપ રૂપી નિર્મળ જળથી વિશુદ્ધ કરવામાં સંપૂર્ણ સહાયતા આપી શકે, એવાં બાવીશ સમર્થ કાવ્યોનું સંઘટ્ટન છે.

**સર ૪થી** (ભાવના)–આત્માને ઉચ્ચ શ્રેણીએ ચડવામાં અંતરનો ઉત્સાહ તથા ચિત્તની એકાગ્રતા પ્રેરનારાં પચીશ અનુપમ કાવ્યોનો આ સરમાં સમાવેશ છે.

**સર ૫મી** (અંતસમય)-વૃદ્ધાવસ્થા, બિમારી, અથવા તો અન્ય કોઈ ઉપાધિજન્ય સમયમાં જેનાં સેવનથી અમુકઅંશે શાંતિ અને આનંદનું ઉદ્દભવન થાય; તથા અવસાન સમય જ્યારે છેક સમિપમાં સમજાતો હોય, ત્યારે જેનાં શ્રવણ મનનથી સંસાર પ્રત્યે ઉદાસિનતા થઈ, કેવળ પરમાત્મપદનીજ ધૂન લાગી રહે, એવાં પરમ ઉપકારક ઉચ્ચકોટિનાં અઠાવીશ કાવ્યોથી આ સર અલંકૃત છે.

ઉપર મુજબ પદ્યોની ઇચ્છિત્વા યોગ્ય ગોઠવણ ઉપરાંત પ્રત્યેક સરની શરૂઆતમાં વિષયનાં રહસ્ય અને ગૌરવનું મનનિય વર્ણન પંડિત પુરૂષોના વિચાર અને વાણી અનુસાર ગદ્યમાં પણ આપ્યું છે.

સરોની યોજના જે આ પુસ્તકના ઉદ્દેશની મુખ્ય વસ્તુ છે, તેની રચના એવી સુગમ રીતિથી કરવામાં આવી છે કે, જેથી જે જે પ્રસંગે જે જે વિષયનાં કાવ્યોની જરૂર હોય, તે તે વિષયની સરમાંથી તે અને તેવાજ પ્રકારનાં અન્ય કાવ્યો એકકી સાથે મળી આવવાની અનુકુળતા થાય.

આટલું જ કહેવું ઉચિત ધારૂં છું, કેમકે તે હકીકત પરથી આવી શૈલીનાં પુસ્તકની હાલના સમયે કેટલી આવશ્યકતા હતી તથા જૈન સમાજને તે કેટલે દરજ્જે ઉપયોગી અને આવરદાદાયક થઇ શકશે, તે અનુભવી સુજ્ઞ વાચક મહાશયોને સહજ સમજાય તેમ છે.

ઘણાં ખરાં કાવ્યો જેમ હતાં તેમજ લેવામાં આવ્યાં છે; છતાં રસ ભંગ ન થાય તે હેતુથી કોઈ કોઈ કાવ્યમાં એકાદ બે કડીની વધઘટ કરી છે તથા જ્યાં જ્યાં ભાષા શુદ્ધિ કે કાવ્ય સુધારણાની જરૂર જોવામાં આવી, ત્યાં ત્યાં તેમ કરવામાં આવ્યું છે.

પુસ્તકમાં આવેલાં કાવ્યો કઈ ઢબથી ગાઈ શકાય છે, તે જાણવા માટે કાવ્યોને મથાળે તેના રાહ લખવામાં આવ્યા છે; બની શકે તેમણે તે મુજબ ગાવું એ સારૂં છે કેમકે સંગીતનો ખરો સ્વાદ તો તેના સૂરમાંજ સમાએલો હોય છે.

છેલ્લે આ પુસ્તક આત્મજાગૃતિની અપેક્ષાવાળાં દરેક કુટુંબમાં અમુલ્ય રત્ન સમાન સચવાઓ ! પ્રતિદિવસ તેનું પઠન પાઠન નિરંતર થાઓ ! તથા તેમાંથી નિરઝર્તાં જ્ઞાનામૃતનું પાન કરનારાઓના અંતરઆત્મામાં અનંત આનંદની મંગળમાળા પ્રગટાઓ ! એ પરમ હિત ભાવના સહ વિરમું છું. ઓમ, શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

પ્રયોજક

## ४

# સ્તુતિ

રાગ—નાથ કૈસેં ગજકો બંધ છુડાયો—

પ્રભુ મેરી નૈયાકો પાર ઉતારો !
નમ્ર અરજી એ નાથ સ્વીકારો !—પ્રભુ,

ભવસાગર જલ દુસ્તર ભારી, સુઝત નાંહી કિનારો;
બિચ સમુદર ગોતે ખાવે, બિચ ખેવટ ભય ભારો—પ્રભુ.

લંબી લહર ઉઠે પલપલમેં, નહિ જલથલ આધારો;
પરબલ પવન ચલે નિસિવાસર, દશદિશિ ઘોર અંધારો—પ્રભુ.

હસ્ત પૈરમેં જોર ન મેરે, નહિ કોઇ સંત સહારો;
ઘેર ઘુમેર ચેડે બહુ ભારી, કૈસે હો નિસ્તારો—પ્રભુ.

નિર્મલ કરદો, નિર્ભય કરદો, ઉજવલ આત્મ મારો;
બ્રહ્માનંદ ભરોંસો તેરો, અબ નહિ દેર લગારો—પ્રભુ.

# મંગળાચરણ

---

**શાર્દુલ વિક્રીડિત છંદ**

અર્હંતો ભગવંત ઇંદ્રમહિતા; સિદ્ધાશ્ચ સિદ્ધિ સ્થિતા;
આચાર્યા જિનશાસનોન્નતિકરા; પૂજ્યા ઉપાધ્યાયકા;
શ્રીસિદ્ધાંતસુપાઠકા : મુનિવરા; રત્નત્રયારાધકા;
પંચૈતે પરમેષ્ટિન; પ્રતિદિન, કુર્વન્તુ વો મંગલમ્

• • •

**વસંત તિલકા વૃત્ત**

તુભ્યં નમઃ ત્રિભુવનાર્તિહરાય નાથ,
તુભ્યં નમઃ ક્ષિતિતલામલ ભૂષણાય,
તુભ્યં નમઃ ત્રિજગતઃ પરમેશ્વરાય,
તુભ્યં નમો જિન! ભવોદધિ શોષણાય.

• • •

**ઉપજાતિ છંદ**

તપોપધ્યાને રવિરૂપ થાય,
એ સાધિને સોમ રહી સુહાય;
મહાન તે મંગળ પંક્તિ પામે,
આવે પછી તે બુધના પ્રણામે.

• • •

**ગાથા**

સર્વ મંગળ માંગલ્ય, સર્વ કલ્યાણ કારણં;
પ્રધાન સર્વ ધર્માણાં, જનમ્ જયોતિ શાસનં.

# શ્રી. મંગલ વિધાન

---

રાગ. હરિગીત અથવા ભૈરવી.

પ્રભુ નામ મંગળ ઠામ મંગળ, કામ મંગળ જેમનું,
છે જ્ઞાન મંગળ ધ્યાન મંગળ, સ્મરણુ કરીએ તેમનું,
મંગળકરણુ વિપત્ત હરણુ, અભિધાન મંગળ જેહનું,
મંગળ કરો મંગળ સમે, મંગળ થવા નરદેહનું. (૧

તજી અન્ય કામ ત્રિસંધ્ય જે, ગૌતમ તણા ગુણુ ગાય છે,
આનંદ મંગળ અજબ રીતે, અનુપ ત્યાં ઉભરાય છે;
ગૌતમ ગુરૂ ગુણુ ગાન મંગળ, મહત સ્વરૂપ મનાય છે,
શુભ સંતશિષ્ય વિઘન સમી, મંગળ મહા વરતાય છે. (ર

# આધ્યાત્મિક-કાવ્યરત્નમાળા

—:૦:—

## સર ૧લી

### પ્રાર્થના

(ઇશ્વરસ્તુતિ-સ્તવન-આરાધન-ઉપાસના-ગુણકીર્તન)

'અલખ લેહ લાગી રે, જાગીને જોયું મેં ઘટમાં.'

**પ્ર**બળ પ્રભાવ-જીવનની અનેક ઘડીઓમાં પ્રભુભજનની ઘડી અમૂલ્ય છે. ઈશ્વરના નામનું સ્મરણ તથા તેના ગુણનું ગાન કરવાથી મન ઈશ્વર તરફ વળે છે અને દૈવી સંપત્તિના અલૌકિક ગુણોનો આવિર્ભાવ થાય છે.

આપણી આજુબાજુનું વાતાવરણ પવિત્ર બને છે, પ્રતિકુળતા દૂર થાય છે અને અનુકુળતા આવી મળે છે તથા આગળ વધવાના અધિકારી થઈ શકીએ છીએ.

વિભાવ જઇ સ્વભાવમાં લીન થવાય છે અને આસ્તિકતા અનુભવાય છે; વળી આપણુને કોઈ સમર્થ પુરૂષની ઓથ છે એવું ભાન થઇ હીંમત આવે છે.

આત્માનુભવ અગર ઇશ્વર પ્રત્યેના અનુરાગની વૃત્તિ એ એક દિવ્ય વસ્તુ છે; જ્યાં સુધી જગતમાં પ્રાર્થના છે, ત્યાં સુધી આરામ ને

શાંતિ છે. હંસ જેમ નીર અને ક્ષીર જુદાં કરે છે; તેમ આપણા આત્મા સાથે જે કર્મ લાગ્યાં છે, તે પ્રાર્થનાથી દૂર થાય છે.

જેમ સૂર્ય સામે અંધકાર ટકી શકતો નથી, તેમ પ્રાર્થના સામે દુઃખ ટકી શકતું નથી. જો હૃદયમાં પરમાત્માનું ધ્યાન સ્થાયી હોય તો દુર્વાસના પેદા થઇજ ન શકે.

ભક્તિ એ મુક્તિની સહેલામાં સહેલી યુક્તિ છે, તેના વડે સમકિત નિર્મળ થાય છે અને જઘન્ય કર્મની ક્રોડું ખપે છે તથા ઉત્કૃષ્ટ રસ ઉપજે તો જીવ તિર્થંકર નામ ગોત્ર ઉપાર્જવાને શક્તિમાન બને છે.

જેનું ચિંતવન કરવામાં આવે તેના જેવા થઇ શકાય છે; એ સંબંધમાં એક સંત મહાત્માએ કહ્યું છે કે–' જીન થઈ જીનવર આરાધે, તે સહી જીનવર હોવેજી.' આવો પ્રબળ પ્રભાવ પ્રભુ ભક્તિનો છે.

આ સર્વ હકીકત ઉપરથી સ્પષ્ટ સમજાય તેવું છે કે આત્મ કલ્યાણને માટે પ્રભુ ભજન એ અદ્ભૂત ને ઉત્તમ સાધન છે. સબળ મન વચન કાયાના યોગોનું પ્રવર્તન બને તેટલું તેમાં જ થાય એ શ્રેયસ્કર છે; વિશેષ ન બને તો દિન પ્રત્યે માત્ર બે ઘડીજ પણ સાંસારિક સઘળી પ્રવૃત્તિઓથી અલગ થઈ અનન્ય ભાવે પ્રભુ ભક્તિ કરવી, અર્થાત્ ઈશ્વરના સ્વરૂપનું ચિંતવન કરવું તથા તેમના ગુણગ્રામ કરવા; જે પરમ લાભનું કારણ થવા અવશ્ય સંભવ છે કહ્યું છે કે:–'એક ઘડી આધિ ઘડી આધિમાંથી આધ, ભક્તિ શ્રી જીનરાજની કટે કોટિ અપરાધ.' અસ્તુ.

## પ્રાર્થનાના વિવિધ પ્રસંગોએ ભારે ઉપયોગી થાય તેવાં મંગળમય કાવ્યો

### (૧)

### સિદ્ધ પરમાત્માની સ્તુતિ.

[ હરિગિત છંદમાં ગવાય છે ]

તુમ્હે તરણુ તારણુ, દુઃખ નિવારણુ, ભવિક જીવ આરાધનં:
શ્રી નાભીનંદન, જગત વંદન—નમો સિદ્ધ નિરંજનં

જગત ભુષણુ, વિગત દુષણુ, પ્રણુવ પ્રાણુ નિરૂપકં,
ધ્યાન રૂપં અનોપ ઉપમ—નમો.

ગગન મંડળ મુકિત પદમં, સર્વ ઉર્ધ્વ નિવાસિનં,
જ્ઞાન જ્યોતિ અનંત રાજે—નમો.

અજ્ઞાન નિદ્રા વિગત વેદન, દલિત મોહ નિરાયુષં;
નામ ગોત્ર નિરંતરાયં—નમો.

વિકટ ક્રોધા માન યોદ્ધા, માયા લોભ વિસર્જનં,
રાગદ્વેષ વિમર્દ અંકુર—નમો.

વિમળ કેવળજ્ઞાન લોચન, ધ્યાન શુકલ સમીરિતં;
યોગીના અતિ ગમ્ય રૂપં—નમો.

ચોગને સમોસરણ મુદ્રા, ધરી પલ્યંકાસનં;
સર્વ દિસે તેજ રૂપં—નમો. ૭

જગત જીનકે દાસ દાસી, તાસ આસ નિરાસનં,
ચંદ્રપેં પરમાનંદ રૂપં—નમો, ૮

સ્વસમય સમક્તિ દ્રષ્ટિ જિનકી, સોએ ચોગી અચોગીકં;
દેખતામાં લીન હોવે—નમો. ૯

તિર્થ સિદ્ધા, અતિર્થ સિદ્ધા, ભેદ પંચ દસાધિકં;
સર્વ કર્મ વિમુક્ત ચૈતન—નમો. ૧૦

ચંદ્ર સૂર્ય દિપ મણિકી, જ્યોતિ તે ન ઉલંઘિતં;
તે જ્યોતિથી અપરંમ જ્યોતિ-નમો. ૧૧

એક માંહિ અનેક રાજે, અનેક માંહિ એકિકં;
એક અનેકકી નાંહિ સંખ્યા—નમો. ૧૨

અજર અમર અલક્ષ અનંતર, નિરાકાર નિરંજનં;
પરિબ્રહ્મ જ્ઞાન અનંત દર્શન—નમો. ૧૩

અતુલ સુખકી લહેરમેં; પ્રભુ લીન રહે નિરંતરં;
ધર્મધ્યાનથી સિદ્ધ દર્શન—નમો. ૧૪

ધ્યાન ધુપં, મનઃપુષ્પં, પંચેન્દ્રિ હુતાશનં,
ક્ષમા જાપ સંતોષ પુજા, પુજો દેવ નિરંજનં. ૧૫

તુમ્હે મુક્તિ દાતા, કર્મ ઘાતા, દીન જાણી દયા કરો;
સિદ્ધાર્થ નંદન, જગત વંદન, મહાવીર જીનેશ્વરં. ૧૬

(૨)

## શ્રી શાંતિનાથસ્વામીનો છંદ.

શારદામાય નમું શિરનામી, હું ગુણ ગાઉં ત્રિભુવન કે સ્વામી;
શાંતિ શાંતિ જપે સબ કોઇ, તે ઘેર શાંતિ સદા સુખ હોઇ. ૧
શાંતિ જપી જે કીજે કામ, સોહી કામ હોવે અભિરામ;
શાંતિ જપી પરદેશ સિધાવે, તે કુશળે કમળા લેઈ આવે. ૨
ગર્ભ થકી પ્રભુ મારી નિવારી, શાંતિજી નામ દીયો હિતકારી;
જે નર શાંતિ તણા ગુણ ગાવે ઋધિ અચિંતી તે નર પાવે. ૩
જે નરકું પ્રભુ શાંત સહાઇ, તે નરકું કછુ આરતિ નાહિ;
જો કછુ વંછે સોહીજ પુરે, દુઃખ દારિદ્ર મિથ્યા મતિ ચુરે. ૪
અલખ નિરંજન જ્યોત પ્રકાશી, ઘટ ઘટ ભિતરકે પ્રભુવાસી;
સ્વામી સ્વરૂપ કહ્યું નવિ જાય, કહેતાં મુજ મન અચરીજ થાય. ૫
ડાર દીયે સબહી હથિયારા, જીત્યા મોહ તણા દળ સારા;
નારી તજી શિવસું રંગ રાચ્યો, રાજ તજ્યું પણ સાહિબ સાચો. ૬
મહા બળવંત કહીજે દેવા, કાયર કુંથું એક હણેવા;
રિદ્ધિ સબળ પ્રભુ પાસ લહીજે, ભિક્ષા આહારી નામ કહીજે. ૭
નિંદક પૂજકકું સમ ભાયક, પણ સેવકકું હે સદા સુખદાયક;
તજી પરિગ્રહ હુવા જગનાયક, નામ અતિથિ સર્વે સિદ્ધિલાયક. ૮
શત્રુમિત્ર સમ ચિત્ત ગણીજે, નામ દેવ અરિહંત ભણીજે;
સકળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી મહાપદ દીજે. ૯

સાયર જેસા હોત ગંભીરા, દુષણ એક ન માંહે શરીરા;
મેરૂ અચળ જિમ અંતરજામી, પણ ન રહે પ્રભુ એકણ ઠામી. ૧૦

લોક કહે જિનજી સબ દેખે, પણ સુપનાંતર કબહુ ન પેખે;
રીસ વિના બાવીશ પરીસા, સેના જીતી તે જગદીશા. ૧૧

માન વિના જગ આણ મનાઈ, માયા વિના શિવસું લયલાઈ;
લોભ વિના ગુણ રાશિ ગૃહી જે, ભિક્ષુભાવે ત્રિગડો સેવી જે. ૧૨

નિગ્રંથપણે શિરછત્ર ધરાવે, નામ યતિ પણ ચમર ઢળાવે;
અભયદાન દાત્તા સુખ કારણ, આગળ ચક્ર ચાલે અરિદારણ. ૧૩

શ્રી જીનરાજ દયાળ ભણી જે, કર્મ સર્વેકો મૂળ ખણી જે;
ચઉવિહ સંઘહ તિરથ થાપે, લચ્છી ઘણી દેખે નવિ આપે. ૧૪

વિનયવંત ભગવંત કહાવે, નાંહી કીસીકું શિશ નમાવે;
અકંચનકો બીરૂદ ધરાવે, પણ સોવનપદ પંકજ ઠાવે. ૧૫

રાગ નહિ પણ સેવક તારે, દ્વેષ નહિ નિગુણા સંગ વારે;
તજી આરંભ નિજ આતમ ધ્યાવે, શિવ રમણીકો સાથ ચલાવે. ૧૬

તેરો મહિમા અદ્‌ભૂત કહી જે, તેરા ગુણકો પાર ના લીજે;
તું પ્રભુ સમરથ સાહેબ મેરા, હું મન મોહન સેવક તેરા. ૧૭

તું રે ત્રિલોક તણો પ્રતિપાળ, હું રે અનાથ ને તું રે દયાળ;
તું શરણાગત રાખણ ધીરા, તું પ્રભુ તારક છે વડવીરા. ૧૮

તુંહિ સમો બડભાગજ પાયો, તો મેરો કાજ ચડયો રે સવાયો;
કરજોડી પ્રભુ વિનવું તમસું, કરો કૃપા જીનવરજી અમશું. ૧૯

જન્મમરણના ભય નિવારો, ભવસાગરથી પાર ઉતારો;
શ્રી હસ્થિણાપુર મંડણ સોહે, ત્યાં શ્રીશાંતિ સદા મન મોહે. ૨૦

પદમસાગર ગુરૂરાય પસાયા, શ્રી ગુણસાગર કહે મન ભાયા;
જે નરનારી એક ચિત્ત ગાવે, તે મન વાંછિત નિશ્ચે પાવે. ૨૧

•

(૩)

## શ્રી મહાવીરસ્વામીનો છંદ

શ્રી સિદ્ધારથ કુળ શણગાર, ત્રિશલાદેવી સુત જગ આધાર;
શોભે સુંદર સોવનવાન, શરણુ તમારૂં શ્રી વર્ધમાન. ૧

તુમ નામે લહિયે સંપદા. તુમ નામે મન વંછિત મુદા;
તુમ નામે લહિયે સનમાન, શરણુ તમારૂં શ્રી વર્ધમાન. ૨

દુર્જંન દુષ્ટ વૈરી વિકરાળ, તુમ નામે નાસે તતકાળ,
તુમ નામે દિન દિન કલ્યાણ, શરણુ તમારૂં શ્રી વર્ધમાન ૩

તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યંતર નહિ કદા,
રોગ શોક ચિંતા નવિ જાણ, શરણુ તમારૂં શ્રી વર્ધમાન. ૪

ગ્રહાદિક પીડા નવિ કરે, નામ તમારૂં જે અનુસરે;
ધર્મસિંહ મુનિ ભાવ પ્રધાન, શરણુ તમારૂં શ્રી વર્ધમાન. ૫

•

(૪)

## પ્રભુ પ્રાર્થના

[રાગ–છે જન પાલક, ટાળક દુઃખનો]

પરમાત્મ પ્રભુ કરૂણા કરશો ! આ નમ્ર અરજ મુજ ઉર ધરશો !
હે નિરંજન નિરાકાર ! સૌને આપ તણો આધાર;

વંદન કરૂં હું વારંવાર; અંતર ઠામ વિષે ઠરશો !
પ્રભુ ! અંતર ઠામ વિષે ઠરશો—પરમાત્મ.

સિદ્ધ ક્ષેત્રમાં છે તમ વાસ, જ્ઞાન દર્શનો પ્રબળ પ્રકાશ;
અભ્યંતરની એ અરદાસ, ભાવ ભલા હૃદયે ભરશો !
પ્રભુ ! ભાવ ભલા હૃદયે ભરશો—પરમાત્મ.

અવિનાશી છો આત્મ સ્વરૂપ, ભજે તમોને ભારે ભૂપ
અગણિત તમમાં ગુણ અનૂપ, અરિષ્ટ મારૂં આવરશો !
પ્રભુ ! અરિષ્ટ મારૂં આવરશો—પરમાત્મ.

સ્તવન તમારૂં સેવક ગાય, શ્રી જીન સ્નેહે કરશો સાહ્ય;
ઈચ્છા છે એ અંતરમાં હય, ભયહારી ભવ દુઃખ હરશો !
પ્રભુ ! ભયહારી ભવ દુઃખ હરશો—પરમાત્મ.

ફકીર.

•

## (૫)
## પ્રકાશની યાચના

[રાગ-હરિગીત છંદની ચાલ.]

હે ! વીર પ્રભુજી આ સમે; તમે વીર જ્યોતિ જગાવજો;
મુજ અણુઝ સરખા હૃદયમાં, પ્રભુ અલખ જ્યોતિ જગાવજો,
બહુ કાળથી ભવ રણ વિષે, સમજણ વિના દુઃખીયો ફરૂં;
દીન દાસનું એ દુઃખ દળવા સમ્મત[1] જ્યોતિ જગાવજો-હે વીર.

---

૧ સમકિત.

અજ્ઞાનતા વશ થઈ રહ્યો, ગુલામ છેક વિભાવનો;
બૂરી દશાથી છુટવા, સદ્જ્ઞાન જ્યોતિ જગાવજો,
વળી વેર ઝેર વિરોધની, વિષજ્વાળથી જ બચાવજો,
કલ્યાણ સૌનું ચિત્ત એ, સદ્ભાવ જ્યોતિ જગાવજો.–હે વીર.



## (૬)
## અરિહંતદેવનું સ્તવન

[રાગ–ગુમાનીના ઘેલા રે, આવરદા તો વહી ગઇ રે;]
અરિહંત દેવારે! સેવા વંછુ તાહેરી રે;
રાખો મને ચરણ કમળમાં રે શ્યામ!
મોહન મીઠા રે! તુમને દીઠા થકે રે;
પુલ્યો મારા ડામાં, હરખ આરામ–અરિહંત ૧

જીન લટકાળારે! માળા જપું તાહેરી રે,
લાગી મુને તુમ થકી, અવિહડ પ્રીત;
અંતરજામીરે! સ્વામી સાચા ઓળખ્યા રે,
મળ્યો મુને મરણ નિવારણ મિત–અરિહંત ૨

છેલ છબીલારે! ઢીલાં કરો કર્મને રે,
કાપો મારા ભવ બંધનના રે પાસ!
આશ ઘણી છે રે, દાસને દિલે વસોરે!
આપો મુને ચરણકમળનો નિવાસ–અરિહંત ૩

જગતથી ન્યારારે, પ્યારા મારા સાહેબા રે !
વિષયના ત્યાગી, વિબુધ વિતરાગ;
અનુપમ જ્ઞાની રે, છાની નહિ વાતડી રે,
મનડા સંશયના, કરણ વિભાગ—અરિહંત ૪

દુનિયામાં દુજો રે, દેવ જાચું નહિ રે,
હવે મુને હીરલો, લાધ્યો રે હાથ;
સુરતરૂ ઉગ્યો રે, મારે આંગણે રે,
ભેટયો મને ત્રણ જગતનો નાથ—અરિહંત ૫

અતિશય ધારી રે ! વારી જાઉં વાલહારે,
તુમ ગુણ ગાતાં, નાવે રે પાર;
પાહાડ તરૂથી રે, ફળ કેમ લઇ શકે રે ?
વામન પુરૂષ તે, બાંહ્ય પસાર—અરિહંત. ૬

ઉદધિ ઉલંઘેરે; કવણ ભૂજા થકી રે ?
કોણ કરે મહિયળ કેરૂં રે માપ;
નભ કોણ ગૃહેરે, બળવંત બાથમાં રે,
બહુ ગુણ ધારી, માહરારે બાપ !—અરિહંત ૭

દુરલભ સ્વામીરે ! તુમને આરાધવા રે,
કેમ કરી પામું, તુમચો પાર ?
રૂષિ ઓઢીદાસ રે, એણીપેરે વિનવે રે,
તમે મારા, આતમના આધાર—અરિહંત ૮

●

(૭)

# ઇશ્વર સ્તુતિ.

દોહરા

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું? દીનાનાથ દયાળ,
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ! ૧

શુદ્ધ ભાવ મુજમાં - નથી, નથી અંતર શુદ્ધ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ? ૨

નથી આજ્ઞા ગુરૂદેવની, અચલ કરી ઉરમાંહી;
આપ તણો વિશ્વાસ દ્રઢ, ને પરમાદર નાંહી. ૩

કેવળ કરૂણા મૂર્તિ છો, દીનબંધુ દીન નાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૪

અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન!
સેવ્યા નહિ ગુરૂ સંતને, મૂકયું નહિ અભિમાન. ૫

સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામીયો, ઉગ્યો ન અંશ વિવેક. ૬

સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહિ; ત્યાં બંધન શું જાય? ૭

પ્રભુ પ્રભુ લય લાગી નહિ, પડયો ન સદ્‌ગુરૂ પાય;
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય? ૮

અધમાધમ અધિકો વળી, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૯

પડી પડી તુજ પદ પંકજે, ફરી ફરી માગું એજ;
સદ્‌ગુરૂ સંત સ્વરૂપ તુજ, એ દઢતા કરી દેજ. ૧૦

શ્રીમદ્ રાજચંદ્ર

•

(૮)

## વિજેતા પ્રભુવીર

[રાગ-માઢ (ગુણવંતી ગુજરાત) એ લય]

જયવંતા પ્રભુવીર, હમારા જયવંતા પ્રભુવીર;
શાસન નાયક ધીર, હમારા જયવંતા પ્રભુવીર—એ ટેક.

શાસ્ત્ર સરોવર સરસ આપનું, તત્વ રસે ભરપુર;
તેમાં ન્હાતાં તરતાં નિત્યે, શુદ્ધ થાય અમ ઉર–હમારા.

સાત્વિક ભાવે જે પ્રકાશ્યું, વાસ્તવિક તત્વ સ્વરૂપ;
આસ્તિકતમાં રમિયે તેથી, આનંદ થાય અનૂપ–હમારા.

આપ પ્રકાશિત જ્ઞાન બગીચે, ખીલ્યાં છે બહુ ફુલ;
સુગંધ સમિરની સરસ લ્હેરથી, અમે છઈએ મશગુલ–હમારા.

આપ વિશાળ વિચાર ભૂમિયે, ઉછર્યા કલ્પ અંકુર;
રસભર તેનાં ફૂલ ચાખીને, રહેશું આપ હજુર–હમારા.

નામ આપનું નિશદિન પ્યારૂં, રમી રહ્યું અમ ઉર;
તેની ખાતર પ્રાણ અર્પવા, અમે છીએ મંજૂર–હમારા.

માર્ગ બતાવા અમ ઉપર જે, કર્યો મહા ઉપકાર;
અર્પણ કરીએ સર્વ તથાપિ, થાય ન પ્રત્યુપકાર–હમારા.

શરણુ આપનાં શરણુ હમારે, જન્મ મરણુ ભય દૂર;
લોભી ચાતક 'રત્નચંદ્ર' જ્યમ, તમ દર્શન આતુર-હમારા;

પંડિત મુનિશ્રી રત્નચંદ્રજી

•

(૯)

## પ્રભુ પાસે ગફલતની ગોફ્તેગો

રાગ—પ્રભાતિ

જગતના તાત હું વાત મુજ શું કરૂં ?
પ્રગટ કરતાં પ્રભુ લાજ આવે;
ઉંઘ આળસ અને આહારની અધિકતા,
સ્વાદીલાં ભોજનો રોજ ભાવે—જગ.

કાયા દુઃખ કારણી, માયા મોહ ધારણી,
તે છતાં તેહની લેહ લાગી.
કપટને કેળવ્યું, ધન બહુ મેળવ્યું,
તોય પણુ ભૂખ નહી લેશ ભાગી—જગ.

આશાને તૃષ્ણા ઉર ભરપુર છે,
ભારી ચિંતાતણું જોર ચિત્તે;
આકાશ પાતાળના ઘાટ ઘડતો રહું,
શાંતિ વળતી નથી કોઈ રીતે—જગ.

મોંઘેરૂં જીવન તે આમ વહી જાય છે.
આત્મનું શ્રેય નથી કાંઈ થાતું;

પુણ્યના કામમાં લક્ષ નથી લાગતું,
ખૂબ વધતું જતું પાપ ખાતું—જગ.
જગત સુહાવના, પતિતના પાવના,
સ્વામી છે આપનું નામ સાચું,
ભવદધિ તારવા, ક્લેશ નિવારવા,
ઇશ ! હું આપનું શરણુ યાચું—જગ.



(૧૦)

## પાપોની માફી માટે ઇશ્વરને આર્જવના

[લલિત છંદ]

પરમ દેવનો, દેવ તું ખરો,
ધરમ તાહરો, મેં નથી કર્યો; ૧
ભરમમાં ભમ્યો, તું નવિ ગમ્યો,
કરમ પાસમાં, હું અતિ દમ્યો, ૨
ગરીબ પ્રાણીનાં, પ્રાણુ મેં હણ્યાં,
તરસ થાવરો, જીવ ના ગણ્યાં. ૩
થરર ધ્રૂજતા, મોતથી ડરી;
અરર ! એહની, ઘાત મેં કરી; ૪
સદ્દસભા જઇ, જુઠ બોલીઓ,
ધરમી જીવનો, મર્મ ખોલિયો. ૫

સદ્‌ગુણી શિરે, આળ આપિયાં,
અરર પાપના, પંથ થાપિયા. ૬

અદત્તદાનથી, હું નથી ડર્યો,
પરધનો હરી, કેર મેં કર્યો. ૭

તસકરો તણાં, તાનમાં ચડયો,
અરર ! પાપના, પુંજમાં પડયો. ૮

રમણીરંગમાં, અંગ ઉલસ્યું;
વિષય સુખમાં, ચિતડું વસ્યું. ૯

શિયલ ભંગનો, દોષ ના ગણ્યો,
અરર ! હાય રે, બાહુરો બણ્યો. ૧૦

અથિર દામમાં, હું રહ્યો અડી,
ધરમ વાતતો, ચિત્ત ના ચડી. ૧૧

ઉધત મોહમાં, હું થયો અતિ,
અરર ! માહરી, શી થશે ગતિ ? ૧૨

કરૂર ભાવથી, ક્રોધ મેં ગૃહ્યો,
સજ્જન દુહવી. રોષમાં રહ્યો. ૧૩

સરવ જનથી, સંપ છોડિયો,
તરણુ તોલથી, તુચ્છ હું થયો. ૧૪

મચ્છર મનથી, મેં બહુ કર્યો,
મમત ભાવથી, હું અતિ ભર્યો. ૧૫

મદ છકે ચડયો, માનમાં અડયો,
વિનય ના કર્યો, ગર્વમાં પડયો. ૧૬

દગલબાજીએ, હું બહુ રમ્યો,
કપટ કુડમાં, કાળ નિગમ્યો. ૧૭

મુખ મીઠું લવી, સૃષ્ટિ ભોળવી,
અરરર! કેમ રે, ભૂલશે ભવી. ૧૮

ધન હીરાકણી, મોતી ને મણિ,
અખુર આથનો, હું થયો ધણી. ૧૯

અધિક આશ તો, અંતરે ઘણી,
અરરર! લોભને, ના શકયો હણી. ૨૦

મગન મનથી, સાજનો પરે,
હિત ઘણું ધરી, પોંખી આખરે. ૨૧

તરકટી તણા, ફંદમાં ફસ્યો,
અરરર! રાગથી, ના લહ્યો કસ્યો. ૨૨

દિલ ડૂબી રહ્યું: દ્વેષ દર્દમાં,
ગુણ નવિ ગણ્યા, મેરી મર્દમાં. ૨૩

અરૂણ આંખડી, રોષથી ભરી,
અરરર! સર્વનો, હું થયો અરિ. ૨૪

નિજ કુટુંબને, નાતજાતમાં
વઢી પડયો હું તો, વાત વાતમાં. ૨૫

અબુજ આતમા, ઘાતમાં ઘડયો,
અરરર! ક્લેશથી, કૂપમાં પડયો. ૨૬

અણુહુતાં દીયાં, આળ અન્યને,
અલિક ઓચરી, મેળવ્યું ધનને. ૨૭

સદ્ગુરૂ તણો; સંગ ના કર્યો,
અરર પાપથી, પિંડ મેં ભર્યો. ૨૮

પરની ચોવટે, ચુગલી કરી,
નૃપ સભા જુઠી, સાહેદી ભરી. ૨૯

પિસુન ધૂર્ત હું, લાંચ લાલચી,
પશુપણે રહ્યો, પાપમાં પચી. ૩૦

પર પૂંઠે પરા, દોષ ઝાખવા,
જશ તણો ઘણો, સ્વાદ ચાખવા. ૩૧

રહસ્ય વાત તો, મેં કરી છતી,
ભવ અરણ્યમાં, હું રહ્યો અતિ. ૩૨

અધમ કામમાં, હર્ષ મેં ધર્યો,
ધરમ ધ્યાનમાં, અમૃખે ભર્યો. ૩૩

દુરગુણે રચ્યો, મોહમાં મચ્યો,
અરર ! કર્મનાં નરતમાં નચ્યો. ૩૪

છળ વિદ્યા કરી, અર્થ સંચિયા,
જૂઠ લવી ઘણું, લોક વંચીયા. ૩૫

પતિત રાંકને, છેતર્યાં બહુ,
અરર ! પાપ હું, કેટલાં કહું ? ૩૬

શરિર શોધતો, મેં નવિ કર્યો,
જડ પ્રસંગથી, જૂઠમાં ફર્યો. ૩૭

શુદ્ધ વિચાર તો, ચિત્ત ના ચડયો,
મિછિત શલ્ય તો, મુજને નડયો. ૩૮

કરમ વેરિયે, વીંટિયો મને,
કરગરી કરૂં, અર્જ જીનને. ૩૯

કર અહો પ્રભુ ! રાંક જાણીને,
દિલ દયા ધરો, મેર આણીને. ૪૦

તકસીરો ઘણી, કો શકે ગણી ?
બગશિશો ગુના, જગતના ધણી.. ૪૧

રિઝ કરી ખરી, ત્રોડી ત્રાસને,
શરણુ રાખજો, ખોડીદાસને. ૪૨



(૧૧)

## પ્રભુનું શિતળ શરણુ યાચવા વિષે,

હોરી

પ્રભુ મેં તો આયા હું આપકે ઓરે, શરણાંગત સાર કરો રે—ટેક

મહા ભયાનક ભવ ઉદધી મેં, અષ્ટ કર્મ ઝકઝોરે,
પાપ અષ્ટાદશ તેરે કાઠીયા, દુરગત ભીતર દોરે;
દુઃખ અનંત ઉદે રે—પ્રભુ.

નર્ક મેં પર્મ અધર્મ કે કારક, કાગદ જ્યું તન કોરે;
છેદન ભેદન વેદન કરતે, કર્મ આગું કહા જોરે ?
બીનું ભુગતે નવિ છોરે—પ્રભુ.

સુક્ષ્મ બાદર ત્રસ થાવરમેં, દુઃખ નહિ કછુ થોરે;
મનુષ્ય દેહમેં મોહ બંધાયો, કીને કર્મ અઘોરે;
પ્રકાશું મેં પાપ કર્યું મોરે—પ્રભુ.

આયુકો વિત્ત કૃતાંત હરત હૈ, જરા જોબનકું ચોરે;
માત તાત સુત ભ્રાત સજ્જન સબ, સ્વાર્થ બીન બીછોરે;
સંસારમેં સાર કીસો રે ?—પ્રભુ.

ભવસાગરમેંહીં ભટકત અટકત, કાળ અનંત બીતો રે;
**ખોડીદાસ** આયો પ્રભુ શરણે, પતિતકો પાપ હરો રે;
સેવકકું ચિત્ત ધરો રે—પ્રભુ.



(૧૨)

## ઇશ્વર સ્તવન

રાગ–ગજલ તાલ–ધમાલ

શરણમેં આ પડા તેરી, પ્રભુ મુજકો ભુલાના ના–ટેક.
તેરાહિ નામ દુનિયામેં, પતિત પાવન સભી જાને;
દેખકર દોષકો મેરે, નજર મુજસે હટાના ના–શરણમેં.
કાલકી હૈ નદી વહેતી, વહાં જાતા હું ધારામેં;
ગૃહી લે હાથ અબ મેરા, જરા દેરી લગાના ના–શરણમેં.
જગતમેં ભકત બહુ તેરે, કરે સ્મરણ સદા મનમેં;
જાનકર દાસ દાસનકા, મુજે ઉનસે છુડાના ના–શરણમેં.
તેરા હૈ રૂપ અવિનાશી; ભરા હૈ પૂર્ણ આલમમેં;
બ્રહ્માનંદ નૈનસે મેરે, કબહુ છિપાના ના–શરણમેં.



(૧૩)

# કષ્ટ નષ્ટ થવા વિષે પ્રભુ પ્રાર્થના

ભુજંગી છંદ

અહો ! દેવ હું તો સદા દાસ તારો,
પ્રભુ ! તું મને પ્રાણથી પૂર્ણ પ્યારો;
મને આપ અત્યંત આનંદ આપો,
કૃપાનાથ મારૂં મહાકષ્ટ કાપો. (૧)

બુરો હું બુરો પ્રાણી છું છેક પાપી,
તમે તો દયાવંત દિસો તથાપિ;
છુટે પાપ જો આપની છાપ છાપો,

કૃપાનાથ મારૂં મહાકષ્ટ કાપો. (૨)
મને આજ આ આપદાથી ઉગારો,
તમે શોક સિંધુ થકી સદ્ય તારો,
પ્રભુજી કરો આ પ્રલે સર્વ પાપો;

કૃપાનાથ મારૂં મહા કષ્ટ કાપો. (૩)
ધરૂં અંતરે આપની એક આશા,
ભણું આપ આગે દુઃખે દીન ભાષા,
થવા માફ મારાં તમે પાપ માપો,
કૃપાનાથ મારૂં મહા કષ્ટ કાપો. (૪)

ક. દ. ડા.

(૧૪)

## ઉદ્ધારક મહાવીર

રાગ-ઠુમરી

બિગરી[1] કૌન સુધારે, નાથ બિન, બિગરી કૌન સુધારે રે ?
શાસન નાયક સબ ગુન લાયક, વીતરાગ જિનરાયા રે;
દાયક ક્ષાયક સમ્મત[2] સુહંકર,[3] તારક બિરૂદ ધરાયા રે—
બિગરી.

સાધ સરોષી, હુવો, ચંડકોશી, પન્નગ પરમ દુઃખદાઈ રે;
ડંખ દિયો તબ પ્રભુ પ્રતિબોધ્યો, દિયો સ્વર્ગ સુખદાઈ રે;—
બિગરી.

સતિ સુકુમાળા ચંદન બાળા, પગમેં જડ દિયા તાળાં રે,
દીન દયાળા સંકટ ટાળ્યાં, કર દિયા ઝાકઝમાળા રે—
બિગરી.

ઇંદ્રભૂતિ અન્યમત મેલીને, જિનસેં બાદ મચાયા રે;
મનકે સંશય મેટ[5] દિયા તબ, ગણધર પદવી પાયા રે—
બિગરી.

મગધ દેશ નરનાથ નગીનો, નિયમ વ્રત વિહીનો રે;
શ્રેણિક નૃપકો નિજ પદ દીનો, આપ બરાબર કીનો રે—
બિગરી.

---

૧. બગડેલ બાજી. ૨ સમકિત. ૩ સુખ કરનાર. ૪ ક્રોધી ૫. મટાડી દીધો.

અર્જુનમાળી કરત સંહારી, ષટ નર ને એક નારી રે;
પ્રભુ ઉપકારી કર્મ વિદારી, કર દિયે ખેવો પારી રે—
બિગરી.

સંયમસે ચલચિત્ત ભયો તબ, પર ભવ બાત સુનાઇ રે;
મેઘકુમરકો મન થીર કીનો, જાતિ સ્મરણ ઉપજાઇ રે—
બિગરી.

એમ સ્વામીજી આપ કૃપાથી, જીવ અનેક ઉદ્ધરિયા રે;
કિસ વિધ તારીફ કરી શકે કોઈ, સદ્‌ગુણ સાગર ભરીયા રે—
બિગરી.

શર્ણું ગ્રહ્યું મેં સ્વામી તમારૂં, નિશદિન હૃદયે રહેજો રે;
**ખોડીદાસ** કર જોડી જંપે, છેહ હવે નવ દેજો રે-બિગરી.



[૧૫]

## પંચ પરમેષ્ટિની આરતી.

---

આનંદ મંગળ કરૂં આરતી, સંત ચરણની સેવા,
શિવ સુખ કારણ, વિઘ્ન વિદારણ, પંચ પરમેષ્ટિ દેવા-આનંદ.

પહેલી આરતી અરિહંત દેવા, કર્મ ખપે તત્‌ખેવા,
ચોઠસ ઈંદ્ર કરે તુમ સેવા, વાણી અમૃત મેવા.-આનંદ.

બીજી આરતી સિદ્ધ નિરંજન, ભંજન ભય ભવ કેરા;
ચિદાનંદ સુખ કંદ અખંડિત, મિટે ભવોભવ ફેરા.-આનંદ.

ત્રીજી આરતી શ્રી આચારજ, છત્રીશ ગુણ ગંભીરા;
સંઘ શિરોમણિ, સોહે દિનમણી, દીયે હિત બોધ અનેરા-આનંદ.

ચોથી આરતી ઉપાધ્યાયજી, ભણે ભણાવે એવા;
સૂત્ર અર્થ કરે તત્‌ખેવા, સેવા કરે તસ દેવા.-આનંદ

પંચમી આરતી સર્વ સાધુજી, ભારંડ પંખી જેવા;
મહાવૃત પાળે દુષણ ટાળે, અવિચળ શિવ સુખ લેવા-આનંદ,

ભાવ ધરીને ગાવે આરતી, પંચ પરમેષ્ટિ દેવા;
વિનયચંદ્ર મુનિ ગુણ ગાવે, લેવા શિવ સુખ મેવા-આનંદ.

# સર ૨ જી

## આત્મબોધ

( જીવન શિખામણ-ઉપદેશ-આશ્વાસન )

---

"વાંચો આ વાત વિવેકની, વણજારા રે"
"નિજ આતમ હિતને કાજ, શોધો ગુણ સારા રે"

**આદર્શ ઉપકાર**—અનાદિકાળથી પ્રમાદવશાત્ સંસારની મોહ-જાળમાં જકડાએલા આત્માને નિજ સ્વરૂપનું ભાન થવા માટે આત્મબોધની અતિશય આવશ્યકતા છે, તેના વડે સદ્‌ગુણ પ્રગટી નીકળે છે. તથા હેય, જ્ઞેય અને ઉપાદેયના વિવેકનો સાક્ષાત્કાર થાય છે.

સદ્‌વિચાર, સદ્‌વાણી અને સદ્‌વર્તનમાં પ્રેરનાર જો કોઈ હોય તો તે આત્મોપદેશ જ છે. ખરેખર! એ અનુપમ ઉપચારથી અજ્ઞાન અને મિથ્યાત્વનું બળ ઓછું થાય છે તથા વિષય કષાયો ઘટવા પામે છે.

શાસ્ત્રજ્ઞ પુરૂષોએ કહેલું છે કેઃ-આત્મબોધથી જ્ઞાન થાય છે અને જ્ઞાનના પ્રભાવે હૃદયમાં ભક્તિ, પ્રેમ અને દયાનાં ઝરણાં વહે છે; ઉન્મતત્તા અલગ થઈ સમતાગુણની પ્રાપ્તિ થાય છે તથા વીર પ્રણિત માર્ગમાં વધારે ને વધારે દૃઢ થવાય છે. ટુંકામાં કહીએ તો મનુષ્યને

મનુષ્ય બનાવવાનું બલ્કે દેવ બનાવવાનું અદ્દભૂત સામર્થ્ય એમાં સમાયેલું છે.

જીવનમાં પવિત્રતા અખંડ જળવાઈ રહેવા માટે અધ્યાત્મના એક ઉંડા અભ્યાસીએ ઉચ્ચારેલાં નીચે લખ્યાં બોધ વચનો સ્મૃતિમાં સદા તાજાંજ રહે એ આત્મ હિતાર્થે ઇચ્છવા જેવું છે.

"સાવધ મનવા! વામ પ્રલોભનથી."
"સાવધ મનવા! વિષય દર્શન વિષથી."

---

જેના વડે જીવને અધ્યાત્મનો અંતરગત ઉપદેશ સંપ્રાપ્ત થાય, તેવાં ઉત્તમ કોટિનાં કાવ્યો.

(૧૬)

## કષ્ટ કાળે ધૈર્ય ધારવા વિષે

---

ભુજંગી છંદ

સમે દુઃખને ધીર થઇ સર્વ સહેવું,
સદા રાજી રાજી રૂદેમાં રહેવું;
કદી હેબકી હામ હૈયે ન હારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.
વિચારી જુઓ વિશ્વનો ખેલ કેવો,
ખરે! મેહનો માંડવો હોય જેવો;
ઘડીમાં થનારો ઘડીમાં જનારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

મળે એક કાળે વિવાની વધાઇ,
મળે એક કાળે મહા ભોગ ભાઈ;
ન ચાલે સદા કાળ સારો નઠારો,
ઘણાં કષ્ટ ઘણું ધૈર્ય ધારો.

જતી હોય જો આબરૂ એક કાળે,
થતી હોય કાયા કદી ભંગ ભાલે;
લખ્યું ભાવિમાં એમ આપે વિચારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

જુઓ જાનકી રામરાજાની રાણી,
ખભે તેડીને રાવણે રોતી આણી;
ધરી ધૈર્યને જોગ એવો ગુજાર્યો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

સતી દ્રૌપદીને સભા મધ્ય આણ્યાં,
પતિ દેખતાં પાપીએ વસ્ત્ર તાણ્યાં;
તથાપિ ન તે તો તજ્યાં પ્રાણ પ્યારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

પીડા ભૂપ પામ્યો હરિશ્ચંદ્ર પૂરી,
જીવ્યો કષ્ટ કાળે કરીને મજૂરી;
બડા હાથી હોદ્દે હતો બેસનારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

ભલે જો બીજો જીવ લેનાર જાગે,
મરી છૂટતાં તો મહા પાપ લાગે;
બને ત્યાં સુધી તો બચો આપ ચારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

કશી જુક્તિ ચાલે નહીં જ્યાં કદાપિ,
દિલે ધારી જોવું ન રોવું તથાપિ;
ભજે દેવ શાંતિ સજે એજ સારો,
ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.



(૧૭)

## પળનો પણ ભરૂસો નથી, માટે સુકૃત કરી લેવા વિષે

**લાવણી**

ખબર નહિ આ જુગમેં પલકી રે, ખબર નહિ આ જુગમેં પલકી;
સુકૃત કરનાં હોયસો કરલે, કૌન જાને કલકી—એ ટેક.

યા દોસ્તિ હે જગત વાસકી, કાયા મંડલકી;
સાસ ઉસાસ સમરલે સાહેબ, આયુ ઘટે પલકી-ખબર. ૧

તારામંડળ રવિ ચંદ્રમા, સબ હે ચલનેકી;
દિવસ ચારકા ચમત્કાર જ્યું, બીજાલ બાદલકી-ખબર. ૨

કુડ કપટ કર માયા જોડી, કર બાતાં છલકી;
પાપ પોટલી શિર પર તેરે, કૈસે હોય હલકી.–ખબર. ૩

યા જુગ હે સુપનેકી માયા, જૈસે બુંદ જલકી;
વિણસતાં વાર નહિ લાગે, ખલક રહી ખલકી–ખબર. ૪

માત તાત ત્રિયા સુત બંધવ, સબ જગ મતલબકી;
કાયા માયા હાટ હવેલી, એ તેરી કબકી ?–ખબર. ૫

મન માવત તન ચંચળ હસ્તી, મસ્તિ હે બળકી;
સતગુરૂ અંકુશ ધરી શિર પર, ચલ મારગ સતકી–ખબર. ૬

જબ લગ હંસા રહે દેહમેં, ખુશીયાં મંગલકી;
હંસા છોડ ચલ્યા જબ દેહી, મટીયાં જંગલકી–ખબર. ૭

પર ઉપકાર સમો નહિ સુકૃત, ધર સમતા સુખકી;
પાપ મહા પરપ્રાણી પીડન, હર હિંસા દુઃખકી–ખબર. ૮

કોઈ ગોરા કોઇ કાલા પીલા, નયણે નિરખનકી;
એ દેખી મત રાચો પ્રાણી, રચના પુદગલકી–ખબર. ૯

અનુભવ જ્ઞાને આતમ બુઝી, કર બાતાં ઘરકી;
અમર પદ અરિહંતકું ધ્યાવો. પદવી અવિચલકી–ખબર. ૧૦

દયા ધરમ સાહેબકો સમરન, એ બાતાં સતકી,
રાગદ્વેષ ઉપજે નહિ જીનકું, બિનતી અખમલકી–ખબર. ૧૧

●

(૧૮)

## ભાવી પ્રમાણે બધું બને છે.

---

ઝુલણા છંદની ચાલ

જે લખ્યું ભાવીમાં તેમ બનતું બધું,
તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કંઇ નવ સરે;
ઉગરે એક ઉદ્વેગ ધરવો—૧

હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા,
શકટનો ભાર જેમ શ્વાન તાણે,
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે,
જોગી જોગેશ્વરા કોક જાણે—૨

નીપજે નરથી તો કોઈ ન દુઃખિયા રહે,
શત્રુ મારીને સૌ મિત્ર રાખે,
રાયને રંક કોઈ દ્રષ્ટે આવે નહિ,
ભવનપર ભવનપર છત્ર દાખે—૩

ઋતુલતા પત્ર, ફળ, ફુલ આપે યથા,
માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જેહને જે લખ્યું,
તેહને તે સમે તેજ પહોંચે—૪

ગ્રંથ ગરબડ કરી વાત ન કરી ખરી,
જેહુને જે ગમે તેજ પૂજે;
મન કર્મ વચનથી આપ માની લહે,
સત્ય છે એજ મન એમ સૂઝે—૫
સુખ સંસારી મિથ્થા કરી માનીએ,
શ્યામ સ્મરણુ વિના સર્વ કાચું;
જુગલ કર જોડીને નરસૈયો એમ કહે,
જન્મ પ્રતિજન્મ હરિને જ જાચું—૬



(૧૯)

## કર્મની પ્રબળતા

રાગ—નાથ કૈસેં ગજકો બંધ છુડાયો.

સઘળી કર્મ તણી છે કમાઈ, સર્વે રચના એમાં સમાઇ—ટેક

કર્મ તણો જ્યાં કોપ થયો ત્યાં, ચાલે નહિ ચતુરાઈ;
રાજ્ય રિદ્ધિને વૈભવ સઘળો, વહાલાં જાય વીંટાઇ—સઘળી૦

રાજા હોય તે રંક બને છે, રંક કરે ઠકુરાઈ,
ધનવંત નિર્ધન, નિર્ધન ધનવંત, બેસે છે મહેલ બનાઈ—સઘળી૦

વિષય ભરેલી વારાંગનાને, સાધન સહુ સુખદાઈ;
શિયળ તણી ધરનાર સતીની, પાસે હોઈ ના પાઈ—સઘળી૦

પૈસો હોય તો પુત્ર મળે નહિ, દિલડું જાય દગાઈ,
પુત્ર હોય તો પામરતાથી, ધાન જડે ન ધરાઈ—સઘળી૦

પંડિત શાસ્ત્ર ભણેલ ભટકતા, ભૂતળ ઉપર ભાઇ,
મૂરખ જન જે માલ વિનાના, બેઠા તકીયા બીછાઈ–સઘળી૦
ઘટમાં રહે છે ઘાટ ઘડેલા, જ્યારે આંખ મિંચાઇ,
માન મિજાજ મમત મનડાંની, સહજે જાય સુકાઇ–સઘળી૦
તેમાટે કરવું પુરૂષારથ, છે આજે સરખાઇ,
પરિણામે પુરૂષારથીઓની, સર્વથા થાય સવાઇ–સઘળી૦

સંતશિષ્ય



## (૨૦)
## દિવસે કરેલાં કામ, રાત્રે વિચારી જવા વિષે.

---

રાગ–દેશ.

રાત્રે રોજ વિચારો આજ, કમાયા શું અહીંરે,–ટેક
કરવાનાં શ્યાં કર્મો કીધાં, અણકરવાનાં શ્યાં તજી દીધાં;
પાપ પુન્યમાં વધેલ બાજુ છે કઈ રે ?–રાત્રે. ૧
જે જે આજે નિશ્ચય કરીયા, અમલ વિષે કેવા તે ધરીયા;
સુધારવાનું વિશેષ મારે ક્યાં જઈ રે ?–રાત્રે. ૨
લેવાનું મેં શું શું લીધું, તજવાનું શું શું તજી દીધું;
કઈ બાજુની કઈ કઈ ભૂલો, હજી રહીં રે ?–રાત્રે. ૩
કરૂં કરૂં કરતાં નથી કાંઇ કરતો, ધ્યાન નાથનું હજી નથી ધરતો;
વાતો કરતાં વેળા શુભ, જાએ વહી રે ?–રાત્રે. ૪

જન્મ ધર્યોછે જેના માટે, કશું કર્યું નહિ તેના માટે;
સંતશિષ્ય શું જવાબ આપીશ, ત્યાં જઇ રે ?–રાત્રે. ૫

●

## (૨૧)
## અજ્ઞાનીને સાચો રંગ ચડે નહિ.

---

**રાગ–સારંગ હરિ ભજન વિના–એ ઢબ.**

અજ્ઞાની જીવ, સંગ કરે પણ સાચો રંગ ચડે નહિ;
એમ દમે શરીર, પ્રભુ મળવાનો મારગ તોય જડે નહિ–ટેક.

જેમ પથ્થર પાણી નવ ફરસે, તેને ટાંકે તો અગ્નિ વરસે;
એવા શઠને પરિબ્રહ્મ કેમ દરસે ?—અજ્ઞાની. ૧

અવળાને સત્સંગ કેમ જરશે ? ઉંધે ઘડે ઉદક કેમ ભરશે ?
શુદ્ધ પાત્ર વિના રસ કેમ ઠરશે ?—અજ્ઞાની. ૨

જેમ મેડક પંકજ પાસ રહે, પણ કમળ તણી નવ બાસ લહે;
પંકજની બાસ તો ભ્રમર ગ્રહે—અજ્ઞાની. ૩

તરૂ ચંદનથી ચંદન જેવા, અને વાંસ એરંડ રહ્યા એવા;
જેને કાંઈ નહીં લેવા દેવા—અજ્ઞાની. ૪

એણે શાસ્ત્ર શ્રવણ ઘણું કીધું, પણ અંતરમાં ન કશું લીધું;
હજી હૃદયકમળ ન થયું સીધું—અજ્ઞાની. ૫

આતમ સમજણથી સુખ થાશે. જન્મ મરણનાં દુઃખ જાશે;
સાચું તે સમયે સમજાશે—અજ્ઞાની. ૬

●

## (૨૨)

## સત્સંગ

લાવણી—(જે કોઈ પ્રેમ અંશ અવતરે)—એ રાહ.

સુજ્ઞના મંડળમાં જો વીર, જાય તો થાય ધીર ગંભીર—ટેક;
સંત જનોની સમાજમાંથી, સુખદ મળે છે જ્ઞાન;
તિમિર ટળે ને તેજ વધે છે, મૂર્ખ થાય વિદ્વાન—સુજ્ઞ.
પારસમણિનો સ્પર્શ થયાથી, લોહ કનક જેમ થાય;
જ્ઞાન સ્પર્શથી જડવત્ ચિત્ત તેમ, ચેતનમય બની જાય—સુજ્ઞ.
અકિક જાતના પત્થર ચળકે, જુઓ ઘર્ષણે ખ્યાત;
તો માનવ મન કેમ ન સુધરે, શ્રવણ કરી શુભ વાત—સુજ્ઞ.
પરમ ઔષધી રોગ મટાડે, આપે જીવિતદાન;
જ્ઞાનરૂપ તેમ સરસ દવાથી, મટે રોગ અજ્ઞાન—સુજ્ઞ.
ચળ વસ્તુનો મોહ તજાવી, અચળ જ્ઞાનમાં ભાવ;
ઉપદેશામૃત પાન કરાવે, એવો સંત સ્વભાવ—સુજ્ઞ.

●

## (૨૩)

## હિતબોધ

રાગ- તેં તો ઘટમાં ઘર કીધું, વાલમ વરણાગિયા રે.

અલ્પ અવરને જાણી, તું ધિક્કારમાં રે—ટેક
પ્રાણુથકી પણ પરાર્થ પ્યારો, સમજી થા સ્વારથથી ન્યારો
વિષમ દ્રષ્ટિ લવ વૃથા હવે વિસ્તારમાં રે —અલ્પ.

જગદિશ્વરનું ધ્યાન ધરીજો, ધર્મકર્મમાં પ્રીત કરીજો;
કરી દુષ્ટતા સુખદ જન્મ આ હારમાં રે —અલ્પ.

નાશવંત માની નિજ કાયા, મનથી જાણી મોહક માયા;
પળ પણ જામાં કુડ કપટના દ્વારમાં રે —અલ્પ.

દયા દાન શું દે છે છોડી? સ્વારથમાં લહેરીશી જોડી;
અફળ થવાનો એથી આ સંસારમાં રે —અલ્પ.

ચિત્ત પરાયું જે દુખવશે, લાલ આંખ જો લેશ જણવશે;
તો થશે ગણુના હિંસકના અવતારમાં રે —અલ્પ.

વેણુ કઠણુ વદી કેમ સતાવે? આમ અસુખ શાને ઉપજાવે?
વચન વિરોધી મુખમાંથી ઉચ્ચારમાં રે —અલ્પ,

દુર્લભમાં દુર્લભ આ વાણી, ગૃહણુ કરીલે સુખદા જાણી;
મનુષ્ય દેહ છે માટે રહેજે ભારમાં રે —અલ્પ.



## (૨૪)

## મરણના ભય વિષે.

---

રાગ—ઘોળ

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, તારી નજરો આગેજી ૧

અંગે તેલ પુલેલ લગાવે; માથે છોગાં ઘાલેજી;
જોબન ધનતું જોર જણાવે, છાતી કાઢી ચા લેજી. ૨

જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી, ૩
મનમાં જાણે મુજ સરીખો, રસીયો નહિ કોઇ રાગીજી;
બહારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી. ૪
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી,
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી. ૫

•

(૨૫)

## જુલ્મ કરનાં છોડદો !

જુલ્મ કરનાં છોડદો, પ્યારે પ્રભુકે વાસ્તે;
કયોં સતાતા હે કીસીકો ? દો દિનોકે વાસ્તે;
કાટ કર ગરીબોકી ગરદન, ખૈર અપની માંગતા,
દે જગહ ઇન્સાફ કો, દિલમેં ધણીકે વાસ્તે,
કર ભલા હોગા ભલા, નેકીકા બદલા નેક હે;
મત સતા હરગીજ કીસીકો, અપને ભલાકે વાસ્તે.

•

(૨૬)

## ચેતે તો ચેતાવું તને રે.

**રાગ-દેશ તાલ-લાવણી**

ચેતે તો ચેતાવું તને રે, પામર પ્રાણી-ચેતે તો.
સજી ઘરબાર સારૂં, મિથ્યા કહે છે મારૂં મારૂં;
તેમાં નથી કશું તારૂં રે .... .... પામર ૧

તારે હાથે વપરાશે, તેટલુંજ તારૂં થાશે;
બીજું તો બીજાને જાશે રે .... .... પામર ૨

માખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લુંટનારે લુંટી લીધું રે .... .... પામર ૩

શાહુકારીમાં સવાયો, લખપતિ તું લેખાયો;
કહે સાચું શું કમાયો રે .... .... પામર ૪

કમાયો તું માલ કેવો, તારી સાથે આવે એવો;
અવેજ તપાસે તેવો રે .... .... પામર. ૫

ખંખેરીને હાથ ખાલી, ઓચિંતાનું જવું ચાલી;
કરે માથાકૂટ ઠાલી રે .... .... પામર. ૬

ખોળામાંથી ધન ખોયું, ધુળથી કપાળ ધોયું;
જાણપણું તારૂં જોયું રે .... .... પામર. ૭

હજી છે હાથમાં બાજી, કર તું પ્રભુને રાજી;
તારી મુડી થશે તાજી રે .... .... પામર. ૮

હાથમાંથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે;
કશું કરી ન શકાશે રે .... .... પામર. ૯

પામ્યો નરતન સિદ્ધિ, તેની ન કિંમત કીધી;
મણી સાટે મેશ લીધી રે .... .... પામર. ૧૦

મનનો વિચાર તારો, મનમાં રહી જનારો;
વળતી ન આવે વારો રે .... .... પામર ૧૧

નીકળ્યો આ શરીરથી, પછીથી તું માલેક નથો;
દલપત્તે દીધું કથી રે ... ... પામર. ૧૨



(૨૭)

## આત્મ હિત બોધ.

---

રાગ—હરિ ભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે.

જીવ ઉન્માદી ! ધીરજ ધરીને,
સાંભળ હિતનો બોધ આ–ટેક.

તું આભ ઉંડળમાં લઇ ફરતો,
અને લોહી તણું પાણી કરતો;
નથી ક્ષણુ પણ થીર થઈ ઠરતો–જીવ. ૧

તું તારો સ્વાર્થ નિહાળે છે,
વળી અધર્મ રસ્તે ચાલે છે,
શીદ ધૂળ નકામી ધાલે છે–જીવ. ૨

તેં ડહાપણુ તારે મન માન્યું;
છળ કપટ કરે છાનું છાનું,
નથી છુપું રજ પણુ રહેવાનું-જીવ. ૩

તારે ભેજે ભરીયો છે ભુસો,
તને પલ પલમાં આવે ગુસ્સો,
છે જળરેલો જોબન જુસ્સો–જીવ. ૪

તું પરના હકને ઝૂંટે છે,
અને લાચારોને લૂંટે છે,
પણ ભાગ્ય ભલું તુજ ખૂટે છે-જીવ. ૫

તું મોટા મહેલ રચાવે છે,
બહુ સુખનાં સાધન લાવે છે,
ત્યાં કાળ ઓચિંતો આવે છે-જીવ. ૬

નહિ આવે લક્ષ્મી કર વળગી,
તારી નારી પણ રહેશે અળગી,
જશે કાયા એકલડી સળગી-જીવ. ૭

તારૂં પાપ બધું તારે માથે,
સગું કોઈ નહિ આવે સાથે,
તારે જાવું છે ખાલી હાથે-જીવ. ૮

તને પસંદ છે તારી મહત્તા,
તું ઇચ્છે જગ જાહેર સત્તા,
થશે વસમા ખાવા ખૂબ ખત્તા-જીવ. ૯

તું સ્વાદી ભોજન જમનારો,
રમણીસું રંગે રમનારો,
અંતે દુઃખ દારૂણનો વારો-જીવ. ૧૦

જ્યારે આયુષ્યની દોરી તૂટી;
ત્યારે સાંધા સૌ જાશે છુટી,
નહિ જડશે કોઇ જડી બુટી-જીવ. ૧૧

હાડ હકીમનાં ખખડયાં છે,
રાજાનાં હાજાં ગગડયાં છે,
જ્યારે મોત નગારાં વગડયાં છે-જીવ. ૧૨

જ્યાં સુધી પુન્ય કમાઇ છે,
ત્યાં સુધી તુજ સવાઈ છે,
નક્કી છેડે ભાઈ ભવાઈ છે-જીવ. ૧૩

તું અનંત ભવમાં અથડાયો,
બહુ સુખ દુઃખનો વાયુ વાયો.
પણ તોય થયો નહિ હજુ ડાહ્યો-જીવ. ૧૪

શુક કે' છે સમતા ધારી લે,
મમતાથી મનને વારી લે,
સહુ ભુલ હવે સુધારી લે-જીવ. ૧૫



## ( ૨૮ )
## ક્યારે સુધરવા ધાર્યું ?



રાગ-શું કહું કથની મારી રાજ.

ક્યારે સુધરવા ધાર્યું ભ્રાત ! ક્યારે સુધરવા ધાર્યું !
જીવન છેક ગુજાર્યું ભ્રાત ! ક્યારે સુધરવા ધાર્યું !-ટેક

પ્રિય સુખ આપણ, તેવું અવરને, એવું ન ઊર વિચાર્યું;
સત્યે સફળતા જાણી છતાંએ, અલિક નિત્ય ઉચાર્યું-ભ્રાત.

અણુહકનું કદી નથી ઉધરતું, પચવ્યું તોય પરાયુ;
ભોગ ભોગવતાં ભવો વિતાવ્યા, હજુ ન દિલ ધરાયું-ભ્રાત.

અતિ આસક્તિ પરિગ્રહ પરની, વિધ વિધ દળ વધાર્યું;
ક્રોધની જવાળે જળે જળાવે, ઉપશમ જળ વિસાર્યું;-ભ્રાત.

મિથ્યા મનમાં માન ધરે શું? જ્ઞાન પરમ કરી ન્યારૂં;
છળ કપટમાં શ્રેય ગણીને; પ્રચંચ જાળ પ્રસાર્યું-ભ્રાત.

લોભથી લક્ષણ જાય સમૂળાં, સૂત્ર ન એહ સંભાર્યું;
પારકી નિંદા આપ વડાઇ, પાપ તને તે પ્યારૂં-ભ્રાત.

રૂપેથી રાચી, નાચી રહેતાં, નથી તેં દિલને વાર્યું;
સ્પર્શને રસમાં શું લુબ્ધાયો! ઉઠી જવું પરભારૂં-ભ્રાત.

મૂકી દે મમતા, સજી લે સમતા, સાચું એ સુખનું બારૂં;
હીત વચન એ ફકીર વદે છે, જો સમજાય તો સારૂં-ભ્રાત.

•

[૨૯]

## ચેત! ચેત!! નર ચેત!!!

દોહરા

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત,
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ૧

ગાફલ રહીશ ગમાર તું, ફોગટ થઇશ ફજેત;
હવે જરૂર હોશિયાર થઈ, ચેત ચેત નર ચેત. ૨

જોર કરીને જીતવું, ખરેખરૂં રણખેત,
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૩

તન ધન તે તારાં નથી, નથી પ્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડયાં, ચેત ચેત નર ચેત. ૪

પ્રાણુ જશે જ્યાં પિંડથી; પિંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત. ૫

રજકણુ તારાં રખડશે, જેમ રખડતી રેત;
પછી નર તન પામીશ કયાં ? ચેત ચેત નર ચેત. ૬

રહ્યા ન રાણા રાજીયા, સુર નર મુનિ સમેત;
તું તો તરણા તુલ્ય છો, ચેત ચેત નર ચેત. ૭

કાળા કેશ મટી ગયા, સરવે બનીયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત. ૮

માટે મનમાં સમજીને, વિચારીને કર વેત;
કયાંથી આવ્યો કયાં જવું, ચેત ચેત નર ચેત. ૯

શુભ શિખામણ સમજીને, પ્રભુ સાથે કર હેત,
અંતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત. ૧૦



(૩૦)

## ભલાં થઇને ભલું કરજો.

---

ગઝલ

સમય સરખા નથી સહુના, સદા તડકા અને છાંયા;
વખત આવ્યે જરૂર વહાલાં, ભલાં થઇને ભલું કરજો. ૧

અમીને નયનમાં નાંખી, હૃદયમાં રહેમને રાખી;
કહેલાં કુવચન સાંખી, ભલાં થઇને ભલું કરજો. ૨

ભલાં છો તો ભલાં રહેજો, બુરૂં થાવા નહિ દેજો;
તમારાં દુશ્મનોનું પણ, ભલાં થઇને ભલું કરજો, ૩

કંઇક કુકર્મ યોગેથી, રીબાતાં હોય રોગેથી;
તમારો આશરો માગે, ભલાં થઇને ભલું કરજો. ૪

ખીલ્યાં પુષ્પો ખરી જાએ, જનમ તેનું મરણ થાએ;
ઉદયનો અસ્ત એ ન્યાયે, ભલાં થઈને ભલું કરજો. ૫

કહું છું વાતને વહેલી, કરી લ્યો પાળને પહેલી;
કહ્યું આ સંતના શિષ્યે ભલાં થઇને ભલું કરજો! ૬



## (૩૧)

## ઉઘાડી રાખજો બારી.

---

ગઝલ

દુઃખી કે દર્દીઓ કોઈ, ભૂલેલાં માર્ગ વાળાંને,
વિસામો આપવા ઘરની, ઉઘાડી રાખજો બારી. ૧

ગરીબની દાદ સાંભળવા, દુઃખીનાં દુઃખને દળવા;
તમારા કર્ણનેત્રોની, ઉઘાડી રાખજો બારી. ૨

પ્રણયનો વાયરો વાવા, કુછંદી દુષ્ટ વા જાવા;
તમારાં શુદ્ધ હૃદયોની, ઉઘાડી રાખજો બારી. ૩

અતિ ઉજાસ કરનારાં, તિમિરનો નાશ કરનારાં;
કિરણુને આવવા સારૂ, ઉઘાડી રાખજો બારી. ૪
થએલાં દુષ્ટ કર્મોનાં, છુટા જંજિરથી થાવા;
જરા સત્કર્મની નાની ઉઘાડી રાખજો બારી, ૫

(સ્વ. પટ્ટણી)

•

(૩૨)

## દેહ નાશવંત જાણી, તેનો મોહ તજવા વિષે.

મન માયાના ધરનારા રે, જરા જોને તપાસી તારી કાયા;
પૂછી જોને તું પંડિત પુરાણા રે, કોઇના અમર છે લેખ લખાણા.
કાચી છે કાયાને માટીની માયા, છે માટીના મહેલ બનાયા;
શાણા તો સમજી અલગ થયા, પણ બાળક બિચારા લપટાયા—
રે મન.

લાખોની પાંખો ગઈ છે પિંખાઇ, જેની મૂછ પર લીંબુ ઠરાયા;
કાળના કુવાડાથી કોણ બચ્યું ? ભલે રંક હોયે મહારાયા—
રે મન.

સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા;
જોબન તન ધન તેવાં સમજવાં, પાણીમાંના પડછાયા—
રે મન.

(ઉદયભાણુ નાટક)

(૩૩)

## મોંઘા માનવ ભવનો લાભ લેવા વિષે.

---

રાગ-પ્રભાતિ

ચોંપ કરી તમે ચેતો રે પ્રાણી, આ અવસર બહુ રૂડો રે,
પછી તમે ઘણી ઝુરણાં કરશો, જેમ પિંજરમાં સુડો રે–ચોંપ.

સવેળાએ તમે સંભારતા નથી, કેમ કરો ખોટાઇ રે ?
કાળ આવીને કંઠજ ઝાલશે, નગરી જાશે લુંટાઇરે–ચોંપ.

રતન ચિંતામણી હાથમાં આવ્યો, પારખું કરીને જુઓ રે,
મોંઘારે મૂલનો મનખો પામી, હાથે કરીને કાં ખુઓ રે–ચોંપ.

દોહીલા માંહિ દોહિલો પામ્યો, માનવનો અવતારો રે,
નવ ઘાટી ઓળંગીને આવ્યો, ન રહી મણા લગારો રે–ચોંપ.

રિદ્ધિ સિદ્ધિ જે મિલી છે તુજને, તે સબિ રહેશે આંહી રે,
કહે રામજી આંહીથી ભૂલ્યો, તેનું ઠેકાણું નથી કયાંઇ રે–ચોંપ.

•

## સર ૩૭

## પ્રાયશ્ચિત

( પાપનું આલોચન-પ્રતિક્રમણ-પ્રશ્ચાતાપ )

મંદાક્રાંતા

"હા! પસ્તાવો વિપુલ ઝરણું, સ્વર્ગથી ઊતર્યું છે;
પાપી તેમાં ડુબકી દઈને, પુણ્યશાળી બને છે;
ઓહો! કેવું સ્મરણ મધુરૂં, પાપનું એ ધરે છે!
માફી પામ્યું વિશુદ્ધ બનીયું, એમ માની ગળે છે."

કલાપી

અદ્‌ભૂત મહિમા—મનુષ્ય જીવનમાં જાણ્યે કે અજાણ્યે મન, વચન ને કાયા વડે સમયે સમયે દોષ લાગે છે; તેનું પ્રાયશ્ચિત કરી આત્માને શુદ્ધ બનાવવો એ કર્તવ્ય છે. જેમ મેલાં કપડાં ધોવાથી સાફ થાય છે, તેમ આત્માને લાગેલાં પાપ પણ પશ્ચાતાપનાં આંસુઓથી અવશ્ય ધોઈ શકાય છે.

અનુભવીઓએ પ્રકટપણે પ્રકાશ્યું છે કે કર્મ કલંકને હઠાવી આત્માને ઉજ્વળ કરવાનું સર્વોત્તમ સાધન પશ્ચાતાપ છે. જે માણસ પોતાની થયેલી ભૂલો વિવેકપૂર્વક હંમેશાં વિચારે તો જરૂર

તેનું અંતઃકરણ તે પાપોથી છૂટવાનો પ્રયત્ન કરે અને ક્રમશઃ તે એટલું તો નિષ્પાપ થઈ રહે કે પછી તે મનુષ્યનાં જીવનમાં સ્વાભાવિક રીતે જ ધાર્મિક પ્રવૃત્તિ થતી રહે છે. આવો મહિમા આલોચનનો છે.

ધ્યાનમાં રાખવા જેવું એ છે કે ગમે તેવી કઠીન કરણી કરવા છતાં પણ નિંદી નિસલ્લ થયા વિના, આત્માનો ઉદ્ધાર થઈ શકતો નથી; માટે પ્રતિ દિવસ સવારે પથારીમાંથી ઊઠતાં અને સાંજે આંખ મીંચતા પહેલાં શુદ્ધ હૃદયથી બોલવું કે :—

"ખામેમિ સવ્વે જીવા, સવ્વે જીવાવિ ખમંતુમે,
મિત્તિમે સવ્વ ભુએસુ, વેર મઝં ન કેણઇ."

———:o:———

## શુદ્ધ હૃદયની આલોચનાદ્વારા આત્મ વિશુદ્ધિની વિભૂતિ મેળવી આપનારાં ભાવભીનાં કાવ્યો.

(૩૪)

### આત્મજ્ઞાનની ઝંખના

રાગ- મહેતાજી રે ! શું મણી મૂલ બતાવું.

અંતરમાં રે આત્મજ્ઞાન હજી નાવ્યું,
જે બુદ્ધ જનોએ બતાવ્યું—ટેક.
સંતજનનો સંગ ન કીધો રે,
લક્ષ નિજ ઘર પર નવ દીધો રે;
કદી અમર પ્યાલો નવ પીધો રે,
આથડીને રે આયુષ્ય એળે ગુમાવ્યું—જે.

ચર્ચા કરી ગગન ગજાવ્યું રે,
બહુ અન્યને બોલી બતાવ્યું રે;
શઠ મનને નવ સમજાવ્યું રે,
અતિ લુખું રે ભીતર હજી ન ભિંજાયું—જે.

દુષ્ટ પ્રકૃતિઓ ન દબાવી રે,
હઠ શઠતા જરી ન હઠાવી રે;
આ શરીરને નાખ્યું સુકાવી રે,
તપસ્યાથી રે ખાલી તનને તપાવ્યું—જે.

ખાવાની ચીજ ન ખાધી રે,
સાધવાની દિશા નવ સાધી રે;
આધિ વ્યાધિ અખૂટ ઉપાધિ રે,
ઉપજાવી રે અંતરને ઉકળાવ્યું—જે.

**સંતશિષ્ય** કહે સુખ કરવા રે,
ઘટે રાખવી કંઈ હવે પરવા રે;
આ ભવસાગરથી તરવા રે,
દુઃખ હરવારે કર જીનવરનું જણાવ્યું—જે.



( ૩૫ )

## રત્નાકર પચીશી.

**હરિગીત છંદ**

મંદિર છો મુક્તિ તણા, માંગલ્ય ક્રિડાના પ્રભુ,
ઇંદ્ર નરને દેવતા, સેવા કરે તારી વિભુ!

સર્વજ્ઞ છો સ્વામી વળી, શિરદાર અતિશય સર્વના,
જયવંત હો ! જયવંત હો ! ભંડાર જ્ઞાન કળા તણા—૧

ત્રણ જગતના આધારને, અવતાર હે કરૂણા તણા !
વળી વૈદ્ય હે દુર્વાર આ, સંસારનાં દુઃખો તણા;
વિતરાગ વલ્લભ વિશ્વના, તુજ પાસ અરજી ઉચરૂં;
જાણો છતાં પણ કહી અને, આ હૃદય હું ખાલી કરૂં—૨

શું બાળકો માબાપ પાસે, બાળ ક્રીડા નવ કરે !
ને મુખમાંથી જેમ આવે, તેમ શું નવ ઉચ્ચરે !
તેમજ તમારી પાસ તારક, આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું, તેમાં કશું ખોટું નથી—૩

મેં દાન તો દીધું નહિ ને, શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ, શુભ ભાવ પણ પાળ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી, કાંઈપણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે, નિષ્ફળ ગયું ! નિષ્ફળ ગયું !—૪

હું ક્રોધ અગ્નિથી બળ્યો, વળી લોભ સર્પ ડસ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે; હું કેમ કરી ધ્યાવું તને !
મન મારૂં માયા જાળમાં, મોહન ! મહા મુંઝાય છે,
એ ચાર ચોરની ઝપટમાં, ચેતન ઘણો ચગદાય છે.—૫

મેં પરભવે કે આ ભવે, પણ હિત કાંઈ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં સુખ, અલ્પ પણ પામ્યો નહિ,
જન્મ મારા સર્વ જીનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
સારો સમય મળવા છતાં, અજ્ઞાનથી એળે ગયા.—૬

અમૃત ઝરે તુજ મુખ રૂપી, ચંદ્રથી તોપણ પ્રભુ!
ભીંજાય નહિ મુજ મન અરેરે! શું કરૂં હું તો વિભુ?
પત્થર થકી પણ કઠણ મારૂં, મન ખરે! ક્યાંથી દ્રવે?
મરકટ સમા આ મન થકી, હું તો પ્રભુ હાર્યો હવે—૭
ભમતા મહા ભવસાગરે; પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણ રૂપી, રત્નત્રય દુષ્કર ઘણાં;
તે પણ ગયાં પરમાદવશથી, પ્રભુ! હું કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ, પોકાર હું જઇને કરૂં?—૮
ઠગવા વિભુ આ વિશ્વને, વૈરાગ્યના રંગો ધર્યા,
ને ધર્મના ઉપદેશ રંજન, લોકને કરવા કર્યા,
વિદ્યા ભણ્યો હું વાદ માટે, કેટલી કથની કહું?
સાધુ થઈને બહારથી, દાંભિક અંદરથી રહું—૯
મેં મુખને મેલું કર્યું, દોષો પરાયા ગાઈને,
ને નેત્રને નિંદિત કર્યાં, પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું, ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ! મારૂં શું થશે? ચાલાક થઈ ચૂક્યો ઘણું-૧૦
કરે કાળજાંને કતલ પીડા, કામની બિહામણી,
એ વિષયમાં બની અંધ હું, વિટંબના પામ્યો ઘણી;
તેપણ પ્રકાશું આજ લાવી, લાજ આપ તણી કને,
જાણો સહુ તેથી કહું, કર માફ મારા વાંકને-૧૧
મંત્ર હું નવકાર ભૂલ્યો, અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાક્યો વડે, હણી આગમોની વાણીને;

કુસાધની સંગત થકી, કર્મો નકામાં આચર્યાં,
મતિભ્રમથી રત્નો ગુમાવી, કાચ કટકા મેં ગ્રહ્યા-૧૨

આવેલ દૃષ્ટિ માર્ગમાં, મહાવીર મૂકી આપને,
મે મૂઢ મતિયે હૃદયમાં, ધ્યાયાં મદનનાં ચાપને;
નેત્રબાણો ને પયોધર, નાભિ ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણા, છટકેલ થઇ જોયા અતિ-૧૩

મૃગ નયણી સમ નારી તણાં, મુખ ચંદ નીરખવા વતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો, અલ્પ પણ ગૂઢો અતિ;
તે શ્રુત રૂપ સમુદ્રમાં, ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે, બચું કેમ હું આ પાપથી ?-૧૪
સુંદર નથી આ શરીર કે, સમુદાય ગુણ તણો નથી,
ઉત્તમ વિલાસ કળા તણી, દેદિપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તોપણ પ્રભુ ! અભિમાનથી અકકડ ફરૂં,
ચોપાટ ચાર ગતિ તણી, સંસારમાં ખેલ્યા કરૂં-૧૫

આયુષ્ય ઘટતું જાય તોપણ, પાપ બુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ, વિષયાભિલાષા નવ મટે,
ઔષધ વિષે કરૂં યત્ન પણ, હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું, પાયા વિનાનાં ઘર ચણું-૧૬

આત્મા નથી, પરભવ નથી, વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં, ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી, પ્રભુ ! આપશ્રી તોપણ અરે !
દીવો લઈ કૂવે પડયો, ધિક્કાર છે મુજને ખરે.-૧૭

મેં ચિત્તથી નહિ દેવની કે, પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો, ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નર ભવ છતાં, રણમાં રડયા જેવું થયું,
ધોબી તણા કુત્તા સમું, મમ જીવન સહુ એળે ગયું-૧૮

હું કામધેનું કલ્પવેલી, પારસમણિના પ્યારમાં,
ખોટો છતાં ઝંખ્યો ઘણું, બની લુબ્ધ આ સંસારમાં,
જે પ્રગટ સુખ દેનાર તારો, ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મુર્ખ ભાવોને નિહાળી, નાથ કર કરૂણા કંઇ-૧૯

મેં ભોગ સારા ચિંતવ્યા, તે રોગ સમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છયું ધન તણું, પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યું મેં નરક, કારાગ્રહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશા મહીં, ભય માત્ર હું ભૂલી ગયો-૨૦

હું શુદ્ધ આચારો વડે, સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારનાં, યશ પણ ઉપાર્જન નવ કર્યા;
વળી તીર્થનાં ઉદ્ધાર આદિ, કોઈ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે! આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યા.-૨૧

ગુરૂવાણીમાં વૈરાગ્ય કેરો, રંગ લાગ્યો નહિ અને,
દુર્જન તણાં વાકયો મહીં, શાંતિ મળે કયાંથી મને?
તરૂં કેમ હું સંસાર આ, અધ્યાત્મ તો છે નહિ જરી;
તૂટેલ તળીઆનો ઘડો, જળથી ભરાયે કેમ કરી?-૨૨

મેં પરભવે નથી પુણ્ય કીધું, ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો, ક્યાંથી થશે હે નાથજી?

ભૂત, ભાવી ને સાંપ્રત ત્રણે, કાળ હું હારી ગયો,
સ્વામિ ત્રિશંકુ જેમ હું, આકાશમાં લટકી રહ્યો.-૨૩

અથવા નકામું આપ પાસે, નાથ શું બકવું ઘણું,
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતા તણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું, તો મારૂં શું છે માત્ર આ ?
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં, પાઇની તો વાત ક્યાં ?-૨૪

શાર્દુલ-વિક્રિડિત

ત્હારાથી ન સમર્થ અન્ય, દીનનો ઉદ્ધારનારો પ્રભુ !
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં, જોતાં જડે હે વિભુ !
મુક્તિ મંગળ સ્થાન તોય મુજને, ઇચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ રત્ન શ્યામ જીવને, તો તૃપ્તિ થાયે ઘણી.-૨૫



( ૩૬ )

## પુણ્ય વિના સુખ મળતું નથી

ધનાશ્રી.

પુન્ય વિના ન પમાય, પરમ સુખ પુન્ય વિના ન પમાય-ટેક
પાપી પાપ કરમ કરનારા, કેવળ દુઃખ કમાય—પરમ.
જેવું અન્ન રાંધીએ જમવા, તેવું જમણ જમાય—પરમ.
કડવાં કહેણ અન્યને કહેતાં, સુખકર કેમ સુણાય ?—પરમ.
શિતળ જળથી થવાય શિતળ, તડકે તન કરમાય—પરમ.
બાવળ, નિંબ, બોરડી રોપી, ખજૂર કેમ ખવાય—પરમ.

આંબાની ગોટલીએ આંબો, ટેટે વડ છવરાય—પરમ.
બહુધા બીજ વાવીએ જેવાં, તરૂવર તેવાં થાય—પરમ.
ઝેર કોઈ ખાંતે ખાએ તો, જમને દ્વારે જાય—પરમ.
પ્રીતે અમૃત પાન કર્યાંથી, સત્વર અમર થવાય—પરમ.
વાવ્યાં જુવાર બાજરી જોઇ, મુક્તાફળ ન લણાય—પરમ.

●

( ૩૭ )

## જગતમાં કોઇ અચળ અમર નથી.

રાગ—દેશ. તાલ લાવણી

જાય છે જગત ચાલ્યું રે, હો જીવ!
જોને જાય છે જગત ચાલ્યું રે—ટેક

જોને તું પાટણ જેવાં, સારાં હતાં શહેર કેવાં?
આજ તો ઉજડ એવાં રે—હો જીવ૦ ૧

વળી સિદ્ધપુરવાળો, રૂડો હતો રૂદ્રમાળો,
રહયો નહીં તે રૂપાળો રે—હો જીવ૦ ૨

રૂડા રૂડા રાણી જાયા, મેળવી અથાગ માયા,
કાળે તેની પાડી કાયા રે—હો જીવ૦ ૩

છત્રે જેને છાંયા થતી, રૂડી જેની હતી રતિ,
કયાં ગયા કરોડ પતિ—હો જીવ૦ ૪

જરી જો આજારી થતા, હાજર હકીમ હતા,
તેના તો ન લાગ્યા પતા રે—હો જીવ૦ ૫

કોઈ તો કહેવાતા કેવા, આભના આધાર જેવા,
ઊડી ગયા એવા એવા રે—હો જીવ૦ ૬

જુવાનીમાં જતા જોઇ, રાખી ન શકયા કોઇ,
રહ્યાં સરવે સગાં રોઇ રે—હો જીવ૦ ૭

હાજર હજારો રહેતા, ખમા ખમા મુખે કહેતા,
વિશ્વમાંથી ગયા વહેતા રે—હો જીવ૦ ૮

મુઆ જન જેની સાથે, હેતથી પોતાને હાથે,
મરણ ન મટયું માથે રે—હો જીવ૦ ૯

જગતમાં ખુબ જામ્યા, વેર વાળીને વિરામ્યા,
પણ તે મરણ પામ્યા રે—હો જીવ૦ ૧૦

જશ લીધો શત્રુ જીતી, નવી ન ચલાવી નીતિ,
વેળા તેની ગઇ વીતિ રે—હો જીવ૦ ૧૧

નેક નામદાર નામે, ઠર્યા જઇ સ્મશાન ઠામે,
દીઠા **દલપતરામે** રે—હો જીવ૦ ૧૨



(૩૮)

## એક રે દિવસ એવો આવશે

---

ભજન

ઊંચાં તે મંદિર માળીયાં,
સોડય વાળીને સુતો જી,

કાઢોરે કાઢોરે એને સહુ કહે,
જાણે જનમ્યો જ નહોતો જી;
એક રે દિવસ એવો આવશે,
સોજી મારા હ્રદીયામાં સાલે જી;
સ્નેહી મળ્યાં એનાં સામટાં,
કોઈનું કંઈ નવ ચાલે જી—એક રે. ૧

હીરા માણેકનાં આભુષણો,
પહેરણુ વિધવિધ વાઘા જી;
ધોળું રે વસ્ત્ર એના ભાગ્યનું,
તેને શોધવા લાગ્યા જી—એક રે. ૨

સોના ને રૂપાનાં વાસણો,
લક્ષ્મીનું નહિ લેખું જી;
ખોખરી હાંડલી એના કર્મની,
તે તો આગળ દેખું જી—એક રે. ૩

કોનાં છોરૂં ને કોનાં વાછરૂં,
કોનાં માય ને બાપ જી;
અંતકાળે રે જવું એકલું,
સાથે પૂન્ય ને પાપ જી—એક રે. ૪

સોળ વરસની સુંદરી,
ઊભી ટગમગ જુએ જી;

જાણ્યું કે કાયામાં જીવ નથી,
બેઠી ધ્રૂસકે રૂએ જી—એક રે. ૫

વહાલાં તે વહાલાં તમે શું કરો,
વહાલાં વળાવીને વળશે જી;
સાચાં વહાલાં વનનાં લાકડાં,
તે તો સાથે જ બળશે જી—એક રે. ૬

નહીં રે ત્રાપો નહીં તુંબડું,
નથી કોઇ તરવાનો આરો જી;
હૃદયરત્ન ઋષિ એમ ભણે,
પ્રભુ મને પાર ઉતારો જી—એક રે. ૭

●

(૩૯)

## મનને ઠપકો

રાગ— સારંગ હરિભજન વિના દુઃખ દરિયા.

મન માને નહિ, સો ફેરા સમજાવું તોય શું થાયે;
ખળ કઠણ કઠોર, ચંચળ ચોર,
ચપળ ચિત્ત દશ દિશ જાએ—ટેક.

મન ભૂત તણી પેઠે ભમતું, મન માયામાં રહે છે રમતું;
એને પ્રભુ ભજવાતું નથી ગમતું.....................મન.

ફળ દેખી મર્કટ ઝાડ ચડે, મુદ્દગળનો માથે માર પડે;
પણ તોય ફરી તે દ્વાર અડે.......................મન.
જો જમ કિંકરનો ભય જાણે, તો મિથ્યા સુખને શીદ માણે,
ગયો અવસર ઉરમાં નવ આણે.......................મન.
**કહે પ્રીતમ** પ્રપંચ પરહરતાં, શુદ્ધ ભાવે પ્રભુ સ્મરણ કરતાં;
કાંઈ વાર નથી ભવજળ તરતાં.......................મન.

•

(૪૦)

## અમૂલ્ય માનવ જીવન અફળ જાય છે તે વિચારવા વિષે.

---

રાગ— બીક લાગે ભાઇ, બાપુ પાસે જાતાં સુજને રે.

જો વિચારી જીવ જન્મ એળે જાય રે;
અથિર સુખ અલ્પ તેમાં, શું લોભાય રે?—ટેક.

ભટકયો તું ભવની માંહી, અંતે તું અટકયો આંહી;
સુકૃત ન કરશે કાંઈ, કર વિચાર પરમ ગતિ કેમ થાય રે! જો.
લાડી, વાડી ને ગાડી, તેમાં તે પ્રીત લગાડી,
જીંદગાની છેક બગાડી,
અમૂલ્ય વસ્તુ તુરત પાછી નહિ પમાય રે—જો.
મૃગજળના સરખી માયા, કાચી માટીની કાયા,
ડગમગતા તેના પાયા,
જાણે તું તમામ છતાં ભૂલ ખાય રે—જો.

માટે તું જોને જાગી, દુષ્કૃતને દેજે ત્યાગી;
પ્રભુપદનો થા અનુરાગી,
કીર કહે એથી થશે સુખ સવાઇ રે—જો.

[૪૧]

## સંસાર અસાર સમજી સત્કાર્ય કરવા વિષે

કાફી

ક્ષણ ભંગુર સંસાર, નિરંતર ક્ષણ ભંગુર સંસાર;
આગળ અનુભવ થાય નયનથી,
વાત ન લેશ ઉધાર—નિરં.

ધામ ધરા ધન આદિક વૈભવ, ઘાટાં આ ઘરબાર;
પુત્ર કલત્ર મિત્રની મમતા,
આખર સર્વ અસાર—નિરં.

કામ ન આવે કાંઇ કરેલો, વિષયાદિક પર પ્યાર;
માંડ મળેલું આ માનવ તન,
પડતાં નહિ પલવાર—નિરં.

સઘળું સ્વપ્ન અચલ નહિ કાંઈ, એ નિશ્ચય નિરધાર;
તે સારૂ સંકોચ વિસારી,
અંતર રાખ ઉદાર—નિરં.

સાર્થક કર સમજણ તું તારી, તજ સંતાપ અપાર;
આત્મ સમાન ગણી અંતરમાં, કર પરનો ઉપકાર—નિરં.

નીતિ ન્યાય ઉપર કર પ્રીતિ, વિનય વિવેક વધાર;
શમ દમ સત્ય સહાયક સાથે, સજ સત્સંગ સુધાર—નિરં૦

ધર્મ કર્મને દાન દયા કર, આદર વસ્તુ વિચાર;
હીરો હાથ થકી હાર્યો તો, વશમો છે વ્યવહાર—નિરં૦

જન્મ મરણનાં ભ્રમણ તણો તું, ફેર ચડેલ ઉતાર;
કેશવ હરિને રાખ હૃદયમાં, એ સમજણનો સાર—નિરં૦

•

( ૪૨ )

જાગ રે બટાઉ

રાગ—ભૈરવ-આજ સાંજસેંને કહાન મોરલી બજાવે.

જાગરે બટાઉ[૧] અબ, ભઇ ભોર[૨] વેરા[૩]—ટેક

ભયા રવિકા[૪] પ્રકાશ, કુમુદ[૫] હુ થએ વિકાસ[૬];
ગયા નાશ પ્યારે મિથ્યા,[૭] રેનકા અંધેરા—જાગરે. ૧

સૂતાં કેમ આવે ઘાટ[૮]? ચાલવી જરૂર વાટ;
કોઈ નાંહિ મિત્ત, પરદેશમેં જ્યું તેરા—જાગરે. ૨

અવસર સબ બિત જાય, પીછે પસ્તાવો થાય;
ચિદાનંદ નિહંચેએ માન કહા મેરા—જાગરે. ૩

૧ છેલ-આત્મા ૨ પરોઢીઉં ૩ વેળા ૪ સમકીતરૂપી સૂર્ય ૫ ભવ્યજનોરૂપ કુમુદપુષ્પો ૬ ખીલવણી ૭ મિથાત્વરૂપ અંધકાર ૮ પોસાણ ૯ મિત્ર

•

(૪૩)

# હવે આત્મ ધન કમાવા વિષે

ગઝલ-કવાલી

ખરે બાંધી મૂઠે આવ્યા, ઉઘાડે હાથ જાવું છે;
કરેલાં કર્મનું ભાતું, ખુશીથી આંહી ખાવું છે—ટેક

બની આધિન તૃષ્ણાને, ઘણેરી યોનીમાં ઘૂમ્યા;
હવે આ જગત જંજીરથી, અમારે મુક્ત થાવું છે-ખરે. ૧

બહુ વિધ પ્રાણી પામરના, ઉદર કાજે ગુણો ગાયા;
હવે પરિબ્રહ્મનું ગાણું, અમારે રોજ ગાવું છે-ખરે. ૨

વિષયની વાહિનીઓમાં, નફ્ટ થઇને અમે નાહ્યા;
હવે તો જ્ઞાન ગંગામાં, અમારે નિત્ય નહાવું છે-ખરે. ૩

ઘણા દિન મોહની ઘંટા, બજાવી બેવકુફીથી;
હવે નિર્મોહને નાદે, મહાદુઃખથી મુકાવું છે-ખરે. ૪

વિનાશી જે વૃથા વસ્તુ, કમાયા કષ્ટ વેઠીને,
હવે તો આત્મ ધન હર્ષે, કરી મહેનત કમાવું છે-ખરે. ૫

ફરીને જન્મ લેવાની અમારી, છે નહિ ઇચ્છા;
હવે કેશવ અમારે તો, સ્વરૂપમાંહે સમાવું છે-ખરે. ૬



( ૪૪ )

## અંતરાયો પડાવવાનું અનિષ્ટ ફળ

---

**રાગ :- પરિયાણુાંને પોંચ્યા રે, તેડાં તતપર થયાં રે જી.**

અંતરાયું બાંધી રે, એનાં ફળ આ મળ્યાં રે જી.
પીડાનો તો રહ્યો નહિ તને પાર;
ભોગીઓના ભોગો રે, રાજી થઇને રૂંધીયા રે જી;
કર્યો નહિ અન્યનાં દુઃખનો વિચાર–અંતરાયું. (૧)

બીજાનાં બગાડયાં રે, પોતાનાં સુધારવા રે જી;
પ્રપંચનો ઘણો કરીને પ્રચાર;
પરના મારગ માંહે રે, કાંટા બહોળા પાથર્યા રે જી;
ભુંડાઈનો ભારે ઉપાડયો છે ભાર–અંતરાયું. (૨)

પરનું સુખ દેખી રે, બાળી નાંખ્યું પેટને રે જી;
અંગમાંહે ભરી દીધા રે અંગાર;
સારૂં કોઇનું દેખીરે, સહન થયું નહિ રે જી;
ઈર્ષાને ઉરમાં ઠાંસી અપાર–અંતરાયું. (૩)

આળને ઓઢાડયાં રે, સાધુ સતી ઉપરે રે જી;
વાવ્યાં ઘણાં ઘરોઘર વેર;
પ્રભુતાને પામી રે, માથે પાણી ફેરવ્યું રે જી;
ઝાઝાં વળી કરી કરી ઝેર–અંતરાયું. (૪)

અવરને દેતાં રે, તેં તો અટકાવીયાં રે જી.
અવગુણો કાઢી અરે રે! અનેક;
સંતશિષ્ય કહે છે રે, લાભને લુંટાવીયો રે જી;
ઉજળું તો કદી કર્યું નહીં એક—અંતરાયું—(૫)

•

[૪૫]

## જીભને શિખામણ

પ્રભાત

જીભલડી રે તુંને પ્રભુગુણ ગાતાં,
આવડું આળસ ક્યાંથી રે;
લવરી કરતાં નવરાઇ ન મળે,
બોલી ઉઠે મુખમાંથી રે—જીભલડી.
પરનિંદા કરવાને પૂરી,
શૂરી ખટરસ ખાવા રે;
ઝઘડો કરવા ઝૂઝે વહેલી,
કાયર પ્રભુ ગુણ ગાવા રે—જીભલડી.
અંતકાળે કોઇ કામ ન આવે,
વહાલાં વેરીની ટોળી રે;
સ્વજન ધારીને સર્વસ્વ લેશે,
રહેશો આંખો ચોળી રે—જીભલડી.
કર રહ્યા ત્યારે કહેવા લાગ્યો,
પ્રભુ નામ સંભળાવો રે;

પ્રથમ તો મસ્તક નહિ નમતું,
પછી શું નામ સુણાવો રે—જીભલડી.
ઘર લાગ્યા પછી કૂપ ખોદાવે,
આગ એ કેમ ઓલવાશે રે;
ચોરો તો ધન હરી ગયા પછી,
દિપકથી શું થાશે રે—જીભલડી.
માયાઘેનમાં ઉંઘી રહે છે,
જાગીને જો તું તપાસી રે;
પસ્તાવે પછી કાંઈ ન વળશે,
જ્યારે પડી કાળની ફાંસી રે-જીભલડી.
હરિગુણ ગાતાં દામ ન બેસે,
વાળ એક નવ ખરશે રે;
સહેજે પંથનો પાર ન આવે,
ભજન થકી ભવ તરશે રે-જીભલડી.

•

(૪૬)

## તન ધનનો મદ નહિ કરવા વિષે

રાગ-પીલું

ઇસ તન ધનકી કૌન બડાઈ,
દેખત નેનુંસેં મટ્ટી મિલાઇ— ટેક.

હાડ જલે જૈસી લકડેકી મોલી,

બાલ જલે જૈસાં ઘાસકી પોલી—ઇસ.

આપકી ખાતર મહેલ બનાયા,

આપહી જાકર જંગલ સોયા—ઇસ.

કહેત કબીરા સુનો મેરે સાધુ,

આપ મુએ ફિર ડૂબ ગઇ દુનિયા—ઇસ.



## (૪૭)

## મહાન સિંકદરના અવસાન વખતનાં ફરમાનો

રાગ—ભૈરવી ગઝલ

મારાં મરણ વખતે બધી, મિલ્કત અહીં પધરાવજો,

મારી નનામી સાથ, કબ્રસ્થાનમાં પણ લાવજો;

બાહુબળથી મેળવ્યું તે, ભોગવી પણ ના શકયો,

અબજોની મિલ્કત આપતાં પણ, એ સિકંદર ના બચ્યો.

મારૂં મરણ થાતાં બધા, હથિયાર લશ્કર લાવજો,

પાછળ રહે મૃત દેહ, આગળ સર્વને દોડાવજો;

આખા જગતને જીતનારૂં, સૈન્ય તે જોતું રહ્યું,

વિકરાળ દળ ભૂપાળને, નહિ કાળથી રક્ષી શકયું;

મારા બધા વૈદો, હકીમોને આંહી બોલાવજો,

મારો જનાજો, એજ વૈદોને ખભે ઉપડાવજો;

દર્દિઓના દર્દને, દફનાવનારૂં કોણ છે?
દોરી તુટિ આયુષ્યની. ત્યાં સાંધનારૂં કોણ છે?
બંધ મુઠી રાખતા, જીવો જગતમાં આવતાં,
ખુલ્લી હથેલી રાખીને, જીવો સહુ ચાલ્યા જતા;
યૌવન ફના, જીવન ફના, જરને જગત પણ છે ફના,
પરલોકમાં પરિણામ ફળશે, પૂન્યનાં કે પાપનાં.

•

(૪૮)

## પુર પહેલાં પાળ બાંધી લેવા વિષે.

રાગ-નાથ કેસેં ગજકો બંધ છુડાયો.

તજી ધન ધામ ધરા જન જાવું, નથી સમજ વિના સુખ થાવું-તજી.
પુર પહેલાં નહિ પાળ કરો તો, પાછળ છે પસ્તાવું,
જન્મ મરણની બેડી જડાતાં, લેશ ન કેમ લજાવું !-તજી.
આ ઇંદ્રિજાળ અલૌકિક માયા, ભોળપણે ન ભમાવું,
મૃગજળ જેવાં સુખ મેળવવા, ભાઠ વિષે ન ભરાવું-તજી.
અંતરનું અભિમાન રહે નહિ, શીદ મમત્વે મરાવું?
આખર કાંઇ કામ ન આવે, સમજ સખા સમજાવું-તજી.
હાર્યો જો હરિભજનવિના તું, ઉત્તમ નરતન આવું;
**કેશવ** કોટિ ઉપાય કર્યે પણ, કઠણ પછી છે કમાવું-તજી.

•

( ૪૯ )

## ખલક સબ રૈનકા સ્વપ્ના

ગઝલ

ખલક સબ રૈનકા સ્વપ્ના, સમજ મન કો નહિ અપના,
કઠણુ હે લોહકી ધારા, બહે સબ જાત સંસારા. ૧

ઘડા જ્યું નીરકા ફૂટયા, પતા જ્યું ડારસેં તુટયા,
ઐસી નર જાન જીંદગાની, સમજ મન વો અભિમાની. ૨

ભૂલે મત દેખ તન ગોરા, જગતમેં જીવનાં થોરા,
તજો મદ લોભ ચતુરાઇ, રહો સબ ચેતતા ભાઇ. ૩

કુટુંબ પરિવાર સુત દારા, ઉસી દિન હોયગા ન્યારા,
નીકસ જબ પ્રાન જાવેગા, કોઈ નહિ કામ આવેગા. ૪

સદા મત જાન યે દેહા, લગાવો રામસેં નેહા,
કટેગી જન્મકી ફાંસી, કબીર કહે ભજ અવિનાશી. ૫

●

[૫૦]

## દુનિયા સ્વાર્થની છે

રાગ—ડુબ્યો આજ તાપ વિલાપમાં

દુનિયા ફરી ફરી જોઇલો,
ખપ નહિ પડે કદી કોઇનો—ટેક.

છે સંપત્તિનાં સાથી સહુ,
આપત્તિમાં અળગાં થશે,
સામાં મળ્યાં નહોતાં કદી,
એવાં અજાણ્યાં થઈ જશે—દુનિયા.

સાનુકુળતા હોય જ્યાં સુધી,
બધી ધામધૂમ નિજ પર કરો,
ખપ પાડશો નહિ હે પ્રભુ!
ભલે પેટનો હોય દીકરો—દુનિયા.

લાવો કમાણી જ્યાં સુધી,
મળશે મુખે જે માગશો,
ઘરડા થઇ ઘેર બેસશો,
ત્યારે અકારા થઇ જશો—દુનિયા.

પત્રો લખી જે સામે થકી,
કુશળ ક્ષેમ પુછાવતાં,
પણ કામનું તો નામ પડતાં,
પ્રત્યુત્તર નવ આપતાં—દુનિયા.

જે રોજ મળતાં સેજમાં,
જાણેકે કંઇ છે કામ જ્યાં,
સિપાઇને કહી દે કે કહે જે,
ભાઇ છે આરામમાં—દુનિયા.

કોઈ ભાગ્યવંત હશે કદી,
અપવાદ તેને ત્યાં ત્યાંઇ છે,
સામાન્ય ધોરણ એ જણાયે,
સ્વાર્થ ત્યાં જ સગાઈ છે—દુનિયા.

•

(૫૧)

## મોહ રૂપી મંદિરનું મમત્વ મૂકવા વિષે

રાગ—કબ સમરોગે રામ

મંદિર મોહનું મેલ, મન તું! મંદિર મોહનું મેલ—ટેક
એહ મંદિર છે લાખે ચણેલું, નથી પથ્થર નથી કેલ—મન તું
આશાતૃષ્ણાની જળહળ જ્યોતિ, રચના ઘણીક રચેલ—મન તું.
જુક્તિ જોઇને રાચ ન જરીએ, ખોટો બધો છે ખેલ—મન તું,
વિષયરૂપ જો જાગશે જ્વાળા, ઉગરવું મુશ્કેલ—મન તું.
એહ મંદિરમાં સુખે સુતેલા, અંતે દુઃખ પામેલ—મન તું.
મોહ તજી વશ શાંતિ સદનમાં, નિર્ભય છે એ મહેલ—મન તું.
નીતિ રીતિની દૃઢ દિવાલો, સતસંગ રંગ ભરેલ—મન તું.
સુલક્ષણનાં સુંદર ચિત્રો, વિવેકની માંહી વેલ—મન તું.
ફીર કહે જો તને ગમે તો, કર તું ને મહેલની સહેલ—મન તું.

•

(૫૨)

## જંગલના જોગી! ભોગીપણું કેમ ગમે છે?

---

જંગલના જોગી! ભોગીપણું કેમ ભાવે રે!
સહજાનંદી સ્વભાવ છોડી, ફંદી થવું કેમ ફાવે રે!-જંગલના.

નગ્ન હાલનો ખ્યાલ તજીને, સાલ દુશાલ સુહાવે;
ધ્યાન મસ્તતા દૂર ધરીને, નારી શું નેહ લગાવે રે-જંગલના.

ઉત્તમ ફળને અળગાં મૂકી, અભક્ષ ખાંતે ખાવે;
ઝાકળ જળનાં બિંદુડાં નહીં, તારી તરસ છીપાવે રે-જંગલના.

ગયવર સાટે શાને માટે; ગર્ધવ ઘેર વસાવે!
અનમ મટીને અધમ ચરણે, શાને તું શિશ નમાવે રે-જંગલના.

હાથે ચડેલાં મણી રત્નથી, કુત્સિત કાગ ઉડાવે;
અમૃત સિદ્ધિ યોગ મળ્યો તે, ગાફલ થઈ ગુમાવે રે-જંગલના.

નજદિક પહોચ્યું નાવ કિનારે, ભર સાગર લઇ જાવે;
અનંતકાળથી બહુ અથડાયો, સાન હજુ કેમ નાવે રે-જંગલના.

ચેત હવે તું ચતુર ચેતન! સદ્દગુરૂ જ્ઞાન શિખાવે;
આત્મ અભિમુખ થતાં સહજમાં,
અજર અમર પદ પાવે રે-જંગલના.

•

(૫૩)

## અમૂલ્ય તત્વ વિચાર

હરિગીત

બહુ પુણ્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો;
તોયે અરે ! ભવચક્રનો, આંટો નહિ એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો !
ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે, કાં અહો ! રાચી રહો ? ૧

લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો ?
શું કુંટુબ કે પરિવારથી, વધવાપણું એ નય ગૃહો;
વધવાપણું સંસારનું, નરદેહને હારી જવો,
એનો વિચાર નહિ અહોહો ! એક પળ તમને હવો !!! ૨

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે;
એ દિવ્ય શક્તિમાન જેથી, જંજિરેથી નીકળે !!
પર વસ્તુમાં નહિ મૂંઝવો, એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે, પશ્ચાત દુઃખ તે સુખ નહિ. ૩

હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારૂં ખરૂં ?
કોના સંબંધે વળગણા છે ? રાખું કે તે પરિહરૂં ?
એના વિચાર વિવેકપૂર્વક, શાંત ભાવે જો કર્યા;
તો સર્વ આત્મિક જ્ઞાનના, સિદ્ધાંત તત્વો અનુભવ્યાં. ૪

તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ માનવું ?
નિર્દોષ નરનું કથન માનો, તેહ જેણે અનુભવ્યું;
રે ! આત્મ તારો ! આત્મ તારો ! શીઘ્ર એને ઓળખો;
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો ! આ વચનને હૃદયે લખો. ૫

મોક્ષમાળા.

•

## (૫૪)

## તન પિંજર નહિ તારૂં

રાગ–આશાગોડી અથવા કાનરો.

પોપટ તન પિંજર નહિ તારૂં, અંતે ઉડી જવું પરબારૂં–ટેક
છે પરનું પણ પરિચયથી તું, માની બેઠો મારૂં;
ક્યાંનો તું ક્યાંનું એ પિંજર, તે સમજે તો સારૂં–પોપટ. ૧
માંસ રૂધિરમય અતિ દુર્ગંધિ, નરક સમાન નઠારૂં;
તું તેને કાંચનમય માને, આવડું શું અંધારૂં–પોપટ. ૨
બીજાં જોયાં એવું આપણુ, નામે કેવળ ન્યારૂં;
સર્વ પ્રકારે સાચવતાં પણુ, પલમાં છે પડનારૂં–પોપટ. ૩
સારાસાર વિચાર કરેતો, ભવસાગરનું બારૂં;
**કેશવને** શુદ્ધ સત્ય સુણાવ્યું, સમય સમય સંભારૂં–પોપટ. ૪

•

(૫૫)

## કયા પ્રકારે જીવ કઈ ગતિમાં જાય છે તે વિષે

રાગ–અરણિક મુનિવર ચાલ્યા ગૌચરી.

આરંભ કરતાં રે જીવ શંકે નહિ, ધનની તૃષ્ણા અપારજી;
ઘાત કરે રે પંચેન્દ્રિય જીવની, કરે મદ્ય માંસનો આહારજી;
ચાર પ્રકારે રે જીવ જાય નર્કમાં. ૧

કુડ કપટને રે ગાઢ માયા કરે, બોલે મુસા વાય જી;
કુડાં તોલાને કુડાં માપલાં, ખોટા લેખ લખાયજી;
ચાર પ્રકારે રે જીવ જાય તિર્યંચમાં. ૨

ભદ્રિક પ્રણામ સરલ સ્વભાવ ને, વિનય તણો ગુણ હોય જી;
દયા ભાવ વસ્યો છે દિલમાં, મત્સર મનમાં નોયજી;
ચાર પ્રકારે રે જીવ જાય મનુષ્યમાં. ૩

સરાગ સંયમને સરાગ તપ કરે; શ્રાવકનાં વૃતબારજી;
બાલતપસ્વીને અકામ નિર્જરા, એ થકી સુર અવતારજી;
ચાર પ્રકારે રે જીવ જાય દેવમાં. ૪

જ્ઞાનથી જાણે રે જીવ અજીવને, સમકિત શ્રદ્ધા સુહાયજી;
સંવરે રોકે રે કર્મને આવતાં, તપથી કર્મ ખપાય જી,
ચાર પ્રકારે રે જીવ જાય મોક્ષમાં, ૫

●

# સર ૪ થો

## ભાવના

( ચિંત્વના-વિચારશ્રેણી-આત્મગોષ્ટિ )

ઉપજાતિ

"સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ્ય જાણી, આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી,
અનાથ એકાંત સનાથ થાશે, એના વિના કોઇ ન બાંહ્ય સ્હાશે."

---

અજબ ચમત્કૃતિ—માનસમાંથી અનિષ્ટ કચરો દૂર કરીને આત્મ કલ્યાણનો માર્ગ મોકળો કરવા માટેનું સર્વોત્તમ સાધન ભાવના છે.

ભાવનાઓ મનુષ્યનાં મનને અધમ વાતાવરણનો સ્પર્શ પણ થઇ શકે નહિ તેવી પવિત્ર ભૂમિમાં વિહાર કરાવી સદ્દચારિત્રની ટોચે પહોંચાડે છે.

જે લાભ યોગીઓ અને તપસ્વીઓ લાંબે કાળે મેળવે છે, તે લાભ ભાવનાના બળે અલ્પ સમયમાં મળી આવે છે. શ્રી. **ભરત મહારાજા** આરિસાભુવનમાં અને શ્રી. **મરૂદેવી માતા** હાથીના હોદ્દા પર માત્ર ભાવનાના યોગેજ કેવળજ્ઞાન પામ્યાં હતાં. આવો અજબ ચમત્કાર ભાવનાનો છે.

કર્મનો બંધ અને નાશ ભાવના પ્રમાણે થાય છે. રાગદ્વેષ રહિત નિર્મળ પરિણામ અનંત કર્મનો નાશ કરે છે, જ્યારે રાગદ્વેષના વિચારો અનંત કર્મનો બંધ કરે છે. આ સિદ્ધાંતપર પ્રસન્નચંદ્ર રાજઋષિનું દ્દષ્ટાંત ઘણો સારો પ્રકાશ પાડે છે.

શાસ્ત્રમાં ભાવનાની શ્રેણી બાર કહી છે. તે તમામમાં આત્મોત્ક્રાંતિનું ઉત્કૃષ્ટ તત્વ રહેલું છે. સબબ જરૂરનું છે કે મનોવૃત્તિઓને સ્થિર કરીને હરહમેશ ભાવનાઓનું સ્વરૂપ વિચારવું; જેનું સાક્ષાત ફળ શાંતિ તથા સમાધિ અને પરંપરા ફળ મોક્ષની પ્રાપ્તિ છે. કહ્યું છે કેઃ—

"જ્ઞાન ધ્યાન વૈરાગ્યમય, ઉત્તમ તત્વ વિચાર;
જે ભાવે શુભ ભાવના, તે પામે ભવપાર;

---

## આત્માને અનાદિકાળની મોહનિદ્રામાંથી જાગૃત કરી પ્રગતિને પંથે વિહાર કરાવનારાં સિદ્ધિસાધક કાવ્યો.

(૫૬)

## અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?

---

રાગ—ઓધવજી સંદેશો કહેજો શ્યામને.

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગંથ જો?
સર્વ સંબંધનું બંધન તિક્ષણ છેદીને,
વિચરી શું કવ મહત્પુરૂષને પંથ જો? —અપૂર્વ ૧.

સર્વભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી;
માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહિ,
દેહે પણ કિંચિત મૂર્છા નવ જોય જો —અપૂર્વ. ૨
દર્શનમોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો —અપૂર્વ. ૩
આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો,
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહિ તે સ્થિરતાનો અંત જો —અપૂર્વ. ૪
સંયમના હેતુથી યોગપ્રવર્તના,
સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા આધિન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો —અપૂર્વ. ૫
પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધવણ,
વિચરવું ઉદયાધીન પણ વીત લોભ જો —અપૂર્વ. ૬
ક્રોધપ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવતા,
માનપ્રત્યે તો દીનપણાનું માન જો;

માયાપ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભપ્રત્યે નહીં લોભ સમાન જો —અપૂર્વ. ૭

બહુ ઉપસર્ગકર્તાપ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રિ તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં;
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો —અપૂર્વ. ૮

નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો;
કેશ, રોમ, નખ કે અંગે શૃંગાર નહીં;
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો —અપૂર્વ. ૯
શત્રુમિત્રપ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તેજ સ્વભાવ જો;
જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો —અપૂર્વ. ૧૦

એકાકિ વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો;
અડોલ આસન ને મનમાં નહિ ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો —અપૂર્વ ૧૧
ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં;
સરસ અન્ને નહીં મનને પ્રસન્ન ભાવ જો,
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યાં પુદ્‌ગલ એક સ્વભાવ જો —અપૂર્વ. ૧૨

એમ પરાજ્ય કરીને ચારિત્રમોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો —અપૂર્વ.૧૩

મોહસ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહ ગુણસ્થાન જો;
અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઈ,
પ્રગટાવું નિજ કેવલજ્ઞાન નિધાન જો —અપૂર્વ. ૧૪

ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવનાં બીજતણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતા દૃષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુવીર્ય અનંત પ્રકાશ જો —અપૂર્વ. ૧૫

વેદની આદિ ચાર કર્મ વર્તે જહાં;
બળી સીંદરીવત આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે મટિયે દૈહિક પાત્ર જો —અપૂર્વ ૧૬

મન વચન કાયા ને કર્મની વર્ગણા,
છૂટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો,
એવું અયોગિ ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો —અપૂર્વ, ૧૭

એક પરમાણું માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપ જો;

શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરૂ લઘુ અમૂર્ત સહજ પદરૂપ જો -અપૂર્વ. ૧૮

પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી,
ઉર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;
સાદિ અનંત અનંત સમાધિ સુખમાં,
અનંત દર્શન જ્ઞાન અનંત સહિત જો. -અપૂર્વ. ૧૯

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શકયા નહીં પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે ?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. -અપૂર્વ. ૨૦

એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગર ને હાલ મનોરથરૂપ જો;
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુઆજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો -અપૂર્વ. ૨૧

---

(૫૭)

## સદ્‌ગુરૂનો પ્રભાવ.

કવ્વાલી.

---

અહોહો ! તેજ ઝળહળતું, અહિં એ આવતું ક્યાંથી ?
અહોહો ! એમૂલું ઝરણું, વહે આ જ્ઞાનનું ક્યાંથી ?

અમિનાં બિંદુડાં મોંઘાં, ટપકતાં જાય આ ક્યાંથી ?
દિસે ના કો છતાં ગેબી, અવાજો આવતા ક્યાંથી ?
અહો ! દૈવી સુવાસોની, ઉછળતી લહેરીઓ ક્યાંથી ?
અનિલ અધ્યાત્મ વિદ્યાનો, શિતળ સુખદા વહે ક્યાંથી ?
હૃદયને ઠારતું મીઠું, મધુરૂં ગાન આ ક્યાંથી ?
અહાહા ! સદ્‌ગુરૂ એ તો સહુ વષાવતા જ્યાંથી,

**મ. મો. પાદરાકર.**

---

(૫૮)

## પ્રભુનામની પ્રતિભા.

**રાગ—અરે ! અરે ! અંગ માંહિ ચડે છે ઝેર.**

---

જીનવર સુંદર સુખકર કેવું ? મંગળ નિર્મળ નામ—ટેક

પ્રબળ એમનો પ્રતાપ, હરત, કુમત, કષ્ટ, પાપ;
શિવ[1]સુખનું દેનારૂં સારૂં, તન મનને પાવન કરનારૂં;
જપીએ આઠે જામ[2].—જીનવર. (૧)

શુદ્ધ ભાવથી ભજાય, દુ:ખદ દુરિત દુર થાય;
દુસ્તર દરિએ તેથી તરીએ, જન્મ મરણનો ભય પરહરીએ;
ઠરીએ ઉત્તમ ઠામ—જીનવર. (૨)

૧ મોક્ષ. ૨. પહોર

અસાર આ સંસારમાંહી, સાર વસ્તુ એ જણાય;
સુરનર, કિન્નર, નાગ, પુરંદર, આ અવનિ કે પર અવનિપર;
સૌને તે સુખધામ—જીનવર. (૩)

**કીર.**

## પ્રભુની વાણીનો મહિમા.

ગઝલ-કવ્વાલી.

પ્રભુના શબ્દમાં સ્નેહ, પ્રભુના શબ્દમાં શ્રદ્ધા;
પ્રભુના શબ્દમાં શાંતિ, મુસાફર હું સદા જોઉં,
દયા એ શબ્દ દાખવતા, અહિંસા અગ્ર તે ધરતા;
પ્રબળ જ્યોતિ પ્રગટ કરતા, અહા ! શી શબ્દની ખૂબી !

સુસંપે પુણ્યપ્રદ રહેવું, બધું સમભાવથી સહેવું;
પ્રભુના પંથમાં રહેવું, કહે એ શબ્દ આપણને.
બધા સન્માર્ગ નાતિના, અને તપ ભાવ ભકિતનાં,
અપૂર્વ માર્ગ મુકિતના, સમાયા એજ શબ્દોમાં.

**પો. કે. શાહ.**

(૯૦)

## આપસ્વભાવની સઝાય.

**રાગ–ભેરવી તાલ–લાવણી.**

---

આપસ્વભાવમેં રે! અબધુ સદા મગનમેં રહેનાં;
જગતજીવ હે કરમાધિના, અચરિજ કછુય ન લીના –આપ
તું નહિ કેરા, તું નહિ તેરા, કયા કહે મેરા મેરા!
તેરા હૈ સો તેરી પાસે, અવર સબે અનેરા. –આપ. ૧

વપુ વિનાશી, તું અવિનાશી, અબ હૈ ઇનકો વિલાસો;
વપુ સંગ જબ દુર નિકાસી, તબ તુમ શિવકો વાસી –આપ. ૨

રાગ ને રિસા દોય ખવીસા, એ હૈ તુમ દુઃખ દીસા;
ઈનકું જબ તુમ દૂર કરીસા, તબ તુમ જગકા ઇસા –આપ. ૩

પરની આશા સદા નિરાશા, એ હૈ જગકી પાસા;
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા –આપ. ૪

શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકકું દૂર નિવારી, જીવ વરે શિવનારી –આપ. ૫

કબ નારાજી, કબહીક રાજી, મળતાં સંપત ઝાઝી;
કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્દગળકી બાજી –આપ. ૬

---

(૬૧)

## ભક્તિમાં તન્મયતા.

---

ભજન.

ઘેલાં અમે ભલે થયાં રે, અમને ઘેલામાં ગુણ લાધ્યું—ટેક
આટલા દિવસ સત જાણ્યા વિનાનું, મન માયામાં બાધ્યું;
મનખડાંની મહોબત તજતાં, સહેજે મળીયા સાધુ—ઘેલાં.

અમે ઘેલાં તો પ્રભુનાં ઘેલાં, નિર્મળ કીધાં નાથે;
ભવ અટવિમાં ભુલાં પડ્યાં ત્યારે, હેતે ઝાલ્યાં હાથે—ઘેલાં.

ઘેલાંની વાતો ઘેલાં જાણે, દુર્જનીયાં શું જાણે ?
જે રસ છે દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે—ઘેલાં

ઘેલાં મટીને અમે ડાહ્યાં ન થઈએ, સંતનાં શરણાં લીધાં;
બાઇ **મીરાં** કહે મારાં ઘેલાપણાથી, સઘળાં કારજ સીધાં—ઘેલાં.

•

(૬૨)

## સંસારની અસારતા વિષે

હોરી

સયાંસે દિલ કયું ના લગાવે ? ટેક
મોહ માયામેં મગ્ન ભયો, મન માનુની સંગ મલાવે;
મદન વિષય સુખ વિષ હળાહળ, પ્યાલા ભરભર પાવે;
અંતરમેં આગ્ય દગાવે—સયાંસે. ૧

ભામનિયે ત્રિહુલોક ભમાયો, ભોળાકું ભરમાવે;
સુરનર, કિન્નર, નાગ, પુરંદર, હરિહર પાર ન પાવે;
સબનકું નૃત્ય નચાવે—સયાંસે. ૨

માત, તાત, સુત, ભ્રાત, સજન જન, સબ જુગ સ્વારથ દાવે;
મતલબ ખાતર પ્રીત લગાવત, ધુતિ ધુતિ ધન ખાવે;
છિનકમેં છેહ દેખાવે—સયાંસે. ૩

કાળ કૃતાંતતો સિરપર ગાઢો, આયુકી ડાળ હીલાવે;
મારિ હિ આવી અચાનક તોકું, અધબિચ માંહી ઉઠાવે;
મનોરથ મનમેં રહાવે—સયાંસે, ૪

ચેત ચેત નર ધર મન સમતા, મમતાકું દૂર પલાવે;
**ખોડીદાસ** જીનધર્મ સુહાવે તો, અમરપુરી પદ પાવે;
જન્મ જરા દુઃખ મિટાવે—સયાંસે, ૫

---

(૬૩)

## કોઈ સંત બતાવો એ વાટ

---

**રાગ—લક્ષ્મણ જાગને હોજી રે**

કોઇ સંત બતાવો એ વાટરે, કોઇ સંત બતાવો એ વાટજી;
ભૂલી પંથ ભમું દિનરાતરે, કોઇ સંત બતાવો એ વાટજી–ટેક

ઉગે સુરજ વળી આથમે એવી, નહોતી મારી મૂળ ભોમજી;
મારી ભૂમિમાં અખંડ જ્યોતિ, જેનાં તેજ ઢળે વીંધી વ્યોમરે–કોઇ

સંસારને ઉન્હે વાયરે થાયે, ઘર ઘરના દીપ ગુલજી;
એવાં જીવન અહીંનાં વેંતીયાં, મારે મુલક અમરોનાં કુળરે-કોઇ.

ઉષાને અધરે ખીલતો ને, સંધ્યાને કાંઠે વિલાયજી;
એવારે સ્નેહને સોંણુલે, મારૂં જીવતર ઝોલાં ખાયરે-કોઈ.

પગલે પગલે પાવક પ્રજળે, આંખે ઠર્યાં અંધકારજી;
ભમતાં ભમતાં તોય ન આવ્યો, ભવ અટવિનો પારરે-કોઈ

સ્વ. નરસિંહરાવ ભોળાનાથ.

---

(૬૪)

## સાંભરે ત્યારે.

---

ગઝલ.

મુકું પગ મહેલમાં જ્યારે, સ્મરણ શ્મસાનનાં ત્યારે;
મુકું પગ પુષ્પશયામાં, ચિતા પણ સાંભરે ત્યારે.

ધરૂં તન શાલ દુશાલા, કફન પણ સાંભરે ત્યારે;
સુણું સંગીત સ્વજનનું, રૂદન પણ સાંભરે ત્યારે.

ચડું સુખપાલમાં જ્યારે, નનામી સાંભરે ત્યારે;
જમું મિષ્ટાન ફળ જ્યારે, મરણપિંડ સાંભરે ત્યારે.

---

(૬૫)

## અવસર બેર બેર નહિ આવે.

---

### આશાગોડી.

બેર બેર નહિ આવે, અવસર બેર બેર નહિ આવે—ટેક.

જ્યું જાને ત્યું કરલે ભલાઈ, જન્મ જન્મ સુખ પાવે-અવસર.
તન ધન જોબન સબહી જુઠે, પ્રાણ પલકમેં જાવે-અવસર.
તન છુટે ધન કોન કામકો, કાયકું કૃપણ કહાવે-અવસર.
જાકે દિલમેં સાચ બસતહે, તાકું જુઠ ન ભાવે-અવસર.
**આનંદઘન** પ્રભુ ચલત પંથમે, સમરી સમરી ગુન ગાવે-અવસર.

---

(૬૬)

## આશા ઓરનકી કયા કીજે?

---

### આશાવરી.

આશા ઓરનકી કયા કીજે, જ્ઞાન સુધારસ પીજે-આશા. ટેક

ભટકે દ્વાર દ્વાર લોકનકે, રંચક આશા ધારી;
આતમ અનુભવ રસકે રસીઆ,
ઉતરે ન કબહુ ખુમારી—આશા. ૧

આશા દાસીકે જે જાયે, તે જન જગકે દાસા;
આશા દાસી કરે જે નાયક,
લાયક અનુભવ પ્યાસા—આશા. ૨

મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મ અગ્નિ પરજાલી;
તન ભાઠી અવટાઈ પીએ રસ,
જાગે અનુભવ લાલી—આશા. ૩

આગમ પ્યાલા પીઓ મતવાલા, ચિન્હી અધ્યાતમ વાસા;
**આનંદઘન** ચેતન વહી ખેલે,
દેખે લોક તમાસા—આશા. ૪

---

(૬૭)

## સુખ દુઃખ મનમાં ન લાવવા વિષે.

---

સુખ દુઃખ મનમાં ન આણીએ, કર્મ કારિગરે ઘડિયાં;
ટાળ્યાં તે કોઇનાં નહીં ટળે, જીવન સાથે તે જડિયાં—સુખ૦

નળરાજા સરખો નર નહીં, જેનાં દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી—સુખ૦

પાંચ પાંડવ સરખા બંધવા, જેનાં દ્રૌપદિ રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી—સુખ૦

સીતા સરખી સતી નહિ. જેના રામચંદ્ર સ્વામી,
રાવણ તેને હરી ગયો, સતી મહાદુઃખ પામી—સુખ૦

રાવણ સરખો રાજવી, જેને મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, આખી લંકા લુંટાણી—સુખ૦
હરિશ્ચંદ્ર રાય સતવાદીયા જેને તારામતી રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી—સુખ૦
સમય સદા સરખો નહિ, હોયે લાભ કદી હાણી;
સુખ દુઃખ આવે ને જાય છે, જેવી કર્મ કમાણી—સુખ૦

---

(૯૮)

## પુદગળિક વસ્તુનો મોહ તજવા વિષે.

રાગ–જે કોઇ પ્રેમ અંશ અવતરે.

જીવ જો ચાહે તું તુજ ક્ષેમ, તજીદે પુદગળપરનો પ્રેમ–ટેક.
તન ધન દારા, તે નથી તારાં, દેહ ગેહ[1] પણ તેમ;
તું નહિ તજતો, તજશે તુજને, અંશ ન એમાં વહેમ–જીવ. ૧
અનંત ભવમાં એ અથડાવે, દંડ દડુલા જેમ;
કિંપાકફળની મધુરતામાં, મોહ ધરેછે કેમ ?—જીવ. ૨
લાલનપાલન કર પણ તુજપર, રંચ[2] ન તેને રહેમ;
ભ્રમણામાં ભરમાઇ ભૂલે કાં ? ખરી જરૂરી નેમ—જીવ. ૩
આવ્યો ત્યારે છેક એકલો, જવું એકલું તેમ;
ફકીર કહે પુદગળ પિત્તળને, અસંગ સાચું હેમ—જીવ. ૪

૧. ઘર ૨. જરા.

(૬૯)

## પરમ પુરૂષાર્થી સજ્જનો અને સન્નારીઓ.

રાગ-બિભાસ

---

જુઓ રે જુઓ રે જૈનો! કેવાં વૃતધારી ?
કેવાં વૃતધારી આગે, થયાં નરનારી-જુઓરે-ટેક.

જુઓ જુઓ જંબુ સ્વામી, વૃતિ વૈરાગે જામી;
તજ્યાં રાજ્ય રિદ્ધિ જેણે, તજી આઠ નારી;
તજી આઠ નારી તેને, વંદના અમારી-જુઓરે.

ગજસુકુમારમુનિ, ધગે શિર પર ધુનિ,
અડગ રહ્યા તે ધ્યાને, ડગ્યા ના લગારી;
ડગ્યા ના લગારી તેને; વંદના અમારી-જુઓરે.

કોશ્યાના મંદિર મધ્ય, રહ્યા મુનિ સ્થુલિભદ્ર
વેશ્યા ઘેર વાસો તોએ, થયા ના વિકારી;
થયા ના વિકારી તેને, વંદના અમારા-જુઓરે.

સતીતો રાજુલ જેવી, જગમાં ન જોડી એવી,
પતિવૃત માટે કન્યા, રહી એ કુંવારી
રહી એ કુંવારી તેને, વંદના અમારી-જુઓરે.

જનકસુતા જે સીતા, વરસતો બાર વિત્યાં;
ઘણું દુઃખ વેઠયું તોએ, રહ્યાં ટેક ધારી;
રહ્યાં ટેક ધારી તેને, વંદના અમારી-જુઓરે.

ધન્ય ધન્ય નરનારી, કહે કીર બલીહારી,
જીવિત સુધાર્યું જેણે, પામ્યાં ભવપારી;
પામ્ય ભવપારી તેને, વંદના અમારી-જુઓ રે.

---

(૭૦)

## જંગલ વસાવ્યું જોગીએ.

**રાગ-જનુની જીવો રે ગોપીચંદની.**

---

જંગલ વસાવ્યું રે જોગીએ, તજી તનડાંની આશજી
વાત ગમે રે વૈરાગ્યની, આઠે પહોર ઉદાસજી -જંગલ.

સેજ પલંગે રે પોઢતા, મંદિર ઝરૂખા માંયજી;
તે તો સુએ તૃણ સાથરે, બેસે તરૂતળ છાંયજી -જંગલ.

શાલ દુશાલા ઓઢતા, જામા જરકસી સાફજી,
તેણેરે રાખી કંથા ગોદડી, સહે શીત અને તાપજી -જંગલ,

ભાવતાં ભોજન જમતા હતા, ઉંચી કોટિનાં અન્નજી;
તે તો ફરેરે ભિક્ષા કારણે, શેરી ગલી ને ભુવનજી -જંગલ.

હાંજી કહેતાં હજારો ઊઠતા, લાખો લશ્કરસાવજી:
તે નર ચાલ્યારે એકલા, નહીં પેજાર પાવજી -જંગલ.

ધન્ય એ ત્યાગીના ત્યાગને, તજી રિદ્ધિ તજ્યા
અભિલાષજી;
કુળને તજી નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી -જંગલ.

(૭૧)

## જણાએ તે જવા માટે.

ગઝલ

જનમવું જીવવું જગમાં, અનુપમ રાગ આદરવા;
રળીને પ્રાપ્ત કીધેલું, જણાએ તે જવા માટે. ૧

સંબંધો તૂટવા સારૂ, ખીલ્યાં ફૂલડાં ખરી જાવા;
ક્ષણિક ભરતી સમુદ્રોની, જણાએ તે જવા માટે. ૨

ખીલ્યો પૂર્ણેંદુ પૃથ્વીમાં, નદીની વાટડી જોવા;
ભરેલા તારલા તેજે, જણાએ તે જવા માટે. ૩

ઉદય ગિરિશૃંગ પહોંચેલા, વડા જે વૈભવો વાળા,
શ્રીમંતો શેઠ ધનવાનો, જણાએ તે જવા માટે ૪

દિપકની જ્યોતિ હોલાવા, ઉગેલો સુર્ય આથમવા;
સુખદ સાહિત્ય સૃષ્ટિનાં, જણાયે તે જવા માટે ૫

પીડાતાં વ્યાધિથી પ્રાણી, અધિક ઉપાધિએ ઘેર્યાં;
અવધ આવ્યે દિવસ દુઃખના, જણાએ તે જવા માટે ૬

અધુના અન્યને હણતાં, હણાશે અન્યને હાથે;
સ્વપરના ભેદ ભાવો પણ, જણાએ તે જવા માટે ૭

સમયના ચક્રની ધારા, ફરે વર્તુલમાં સરખી;
ઘડીમાં અહીં ઘડીમાં તહીં, જણાએ તે જવા માટે ૮

**કાસરવાળા.**

(૭૨)

## ધર્મના ચાર પ્રકાર વિષે.

---

પ્રભાતિયું.

રે! જીવ જીનધર્મ કીજીએ, ધર્મના ચાર પ્રકાર;
દાન શિયળ તપ ભાવના, જગમાં એટલું સાર-રે જીવ.

વરસદિવસને પારણે, આદિશ્વર સુખકાર;
શેલડીરસ વહોરાવીયો, શ્રી શ્રેયાંસકુમાર—રે જીવ.

ચંપાપોળ ઉઘાડવા, ચારણીયે કાઢયાં નીર,
સતીય સુભદ્રા જશ થયો, તિણુરો શિયળ સધીર—રે જીવ.

તપ કરી કાયા શોષવી, અરસ નિરસ આહાર;
વીરજીણુંદે વખાણીયો, ધન્ય શ્રી ધનોઅણુગાર—રે જીવ.

અનિત્યભાવના ભાવતાં, ધરતાં નિર્મળ ધ્યાન;
ભરત આરિસાભુવનમાં, પામ્યા કેવળજ્ઞાન—રે જીવ.

જીનધર્મ સુરતરૂ સારીખો, જેહની શિતળ છાંય;
સમયસુંદર કહે સેવતાં, વંછિત ફળ સુખદાય—રે જીવ.

●

(૭૩)

## કર્મ ન છૂટે રે પ્રાણીઓ.

રાગ—ભેખરે ઉતારો રાજા ભરથરી.

નામ રે હતું એનું એલચી, ધનદત્ત શેઠનો પુત્રજી;
નાટક જોવાને નિસર્યો, જાણ્યું નહિ ઘર સુત્રજી—
કર્મ ન છૂટે રે પ્રાણીઓ—એ ટેક.

નટવી દેખીને મોહી રહ્યો, પૂર્વ નેહ વિકારજી;
નિજ કુળ છંડી નટ થયો, ના'ણી શરમ લગારજી—કર્મ.

પુત્ર પરણાવું રે પદ્મણી, વિલસો ભોગ વિલાસજી;
લખ્યા રે માતાજી નહિ મટે, મને એક નટવીની પ્યાસજી—કર્મ.

એક પૂર આવ્યો એ નાચવા, ઊંચો વંસ વિશેકજી;
રાય રે જોવાને તીહાં આવ્યો, મળ્યા લોક અનેકજી—કર્મ.

દોય પગ પહેરી પાવડી, વંસ ચડયો ગજગેલજી;
નોધારો થઈને નાચતો, ખેલે નવનવા ખેલજી-કર્મ.

ઢોલ રે બજાવે નટવી, ગાવે કિન્નર સાદજી;
પાયતળ ઘૂઘરા ઘમઘમે, ગાજે અંબર નાદજી-કર્મ.

તવ તીહાં ચીંતે રે ભૂપતિ, લુબ્ધો નટવીની સાથજી;
જો નટ પડે રે નાચતો, નટવી આવે મુજ હાથજી-કર્મ.

દાન ન આપે રે રાજવી, નટે જાણી નૃપ વાતજી;
હું ધન ઈચ્છુંછું રાયનું, રાય મુજ ઈચ્છેછે ઘાતજી-કર્મ.

તવ તીહાં મુનીવર પેખીયા, ધન્ય ધન્ય સાધુ નિરાગજી;
ધિક! ધિક! વિષયાજીવને, એમ પામ્યો વૈરાગ્યજી-કર્મ.

થાળ રે ભરી શુભ મોદકે, પદ્મણી ઊભાં છે બહારજી;
લ્યો લ્યો કહે છે લેતા નથી, ધન્ય! ધન્ય! મુનિ અવતારજી-કર્મ.

સંવર ભાવે રે કેવળી, થયો મુનિ કર્મ ખપાયજી;
કેવળ મહિમા ત્યાં સૂર કરે, લબ્ધીવિજય ગુણ ગાયજી-કર્મ.



(૭૪)

## ભવ્યજીવોને જાગૃતથવા વિષેનો બોધ.

---

જાગો જાગો ભવિ જીવ, સિદ્ધજીને વાંદો,
ચેતો ચેતો ભવિ જીવ સાધજીને વાંદો!

દેવદુંદુભી વાગે ને શિર ચમર ઢળે,
ચોસઠ ઈંદ્ર આવીને જીનનો ઓચ્છવ કરે—જાગો.

દાન, શિયળ, તપ, ભાવના ચાર,
જે જન સાધે તે જન પામે, ભવસાગરનો પાર—જાગો.

દાન દીધાવિના દોલત ન હોય,
એવું જાણી દાન દીઓને સહુ કોઇ—જાગો.

દાન દીધું શ્રેયાંસકુમાર,
સુબાહુકુંવર આદિ ઉત્તમ, પામ્યાં ભવનો પાર–જાગો.

શિયળ પાળ્યા વિના, શિવસુખ નોય,
એવું જાણી શિયળ પાળોને સહુ કોઇ—જાગો.

શિયળ પાળ્યું બ્રાહ્મી સુંદરી સાર,
રાજેમતી આદિ ઉત્તમ, પામ્યાં ભવનો પાર—જાગો.

તપસ્યા કર્યા વિના કર્મ ક્ષય નોય,
એવું જાણી તપસ્યા, કરોને સહુ કોઇ—જાગો.

તપાસ્યા કરી ખરી ધનોઅણગાર;
ઢુંઢણમુનિ આદિ ઉત્તમ, પામ્યાં ભવનો પાર—જાગો,

ભાવના ભાવ્યા વિના, ભવનો પાર ન હોય,
એવું જાણી ભાવના, ભાવોને સહુ કોઈ—જાગો.

ભાવના ભાવ્યાં મારૂદેવી સુખકાર,
ભરતેશ્વર મહારાજા આદિ, પામ્યાં ભવનો પાર—જાગો.

દયા પાળ્યા વિના દેવગતિ નોય,
એવું જાણી દયા પાળોને સહુ કોઇ—જાગો.

દયા પાળી શ્રી મેઘકુમાર,
મેઘરથરાજા આદિ ઉત્તમ, પામ્યાં ભવનો પાર—જાગો.

ક્ષમા કર્યા વિના ક્ષેમ કદી નોય,
એવું જાણી ક્ષમા કરોને સહુ કોઇ—જાગો.

ક્ષમા કરી ગુણી ગજસુકુમાર,
પરદેશીરાજા આદિ ઉત્તમ, પામ્યાં ભવનો પાર—જાગો.

વિનય કર્યા વિના, વિદ્યા વૃદ્ધિ નોય,
એવું જાણી વિનય, કરોને સહુ કોઇ—જાગો.

વિનય કર્યો શ્રી અભયકુમાર,
ખંધકમુનિ આદિ ઉત્તમ, પામ્યાં ભવનો પાર—જાગો.



(૭૫)

## મન જીત્યું તેણે જગત જીત્યું.

રાગ-(ઘેલાં અમે ભલે થયાં રે.)

જેણે મન જીત્યું હશે રે, તેણે જીત્યું સર્વ ગણાય;
સ્વર્ગતણાં પણ અલભ્ય સુખડાં, તેને તુચ્છ જણાય—ટેક.

વિષયમાંહે મદમસ્ત બની, માતંગ જુઓ સપડાઇ;
મધુર વાદ્યના નાદથકી, મૃગ પારધિ હાથ હણાય—જેણે.

રૂપ પ્રકાશ દિપકનો દેખી, પતંગ અર્પે કાય;
જળમાં રહે પણ રસના સ્વાદે, મિનતણો જીવ જાય—જેણે.

કઠણ કાષ્ટ છેદી નીકળે પણ, કમળ નહિ છેદાય;
પરાગ ગંધે મુગ્ધ બની, અલી ફૂલમાંહે ગુંગળાય—જેણે.



(૭૬)

## વહાલાંઓને આમંત્રણ

---

રાગ–ઓધવજી સંદેશો કહેજો શ્યામને.

આવો ! આવો ! વ્હાલાં સાથે ઉડીએ,
ભોગવવાને કૈં કૈં દિવ્ય વિલાસ જો;
ઊંચાં ઊંચાં તેજોમય આકાશ છે,
ઊંચા ઊંચા આત્માના અભિલાષ જો—આવો. ૧

એકલવાયું ઊડવું મુજને ના ગમે,
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
ઉણું ઉણું સુખ સહુ મુજને લાગતાં,
સ્નેહી જનની સાથે ભોગવનાર જો.—આવો. ૨

મ્હારાં છો ને રહેશો મારાં સર્વદા,
બાંધ્યા પ્રભુએ સ્નેહભર્યા સંબંધ જો;
વિધિએ નિર્મ્યા સંબંધ કરવા સાર્થકા,
સંચરી એના સાથે વ્યોમ અનંત જો—આવો. ૩

ચંદ્રશંકર પંડયા



(૭૭)

## આત્મશ્રદ્ધા.

---

ઝુલણા છંદ.

આત્મશ્રદ્ધાવડે કાર્યકર માનવી,
આત્મશક્તિ પ્રથમ તવ વિચારી,
આત્મશ્રદ્ધાથકી સ્વોન્નતિ થાય છે,
જગતમાં દેખશો ભવ્ય ભારી—આત્મ. ૧

આત્મશ્રદ્ધાથકી ધાર્યું જગમાં થતું,
મેરૂ કંપાવતા તેહ ચાલે;
કૃષ્ણકેશી[1] અરે માનવી સહુ કરે,
સ્વાંગણે સિંહને શીઘ્ર પાળે—આત્મ. ૨

કોટિ વિઘ્નો નડે સૂર્ય સ્હામો અડે,
ત્હોય શ્રદ્ધાવડે કાર્ય કરવું;
કાર્ય કરતાં થકી સ્વાધિકારે ખરે,
શ્રેય છે મૃત્યુથી વિશ્વ મરવું—આત્મ. ૩

મરજીવો[2] થઈ અરે! કાર્યકર તાહરું,
નામને રૂપનો મોહ ત્યાગી;
ફર્જ તારી અદા કર અરે! માનવી,
આત્મશ્રદ્ધા બળે નિત્ય જાગી—આત્મ. ૪

---

૧. કાળા માથાનો માનવી ૨ મરણિયો

કથની મીઠી અને કડવી કરણી કરે,
સ્વાધિકારે કુરો કાર્ય બોધી;
આત્મશક્તિ વડે સિદ્ધિયો સાંપડે,
કાર્યકર યુક્તિઓ સત્ય શોધી—આત્મ. ૫

ઊઠ જાગૃત બની કાર્યકર યત્નથી,
બોલ બીજું કશું ના મુખેથી;
**બુદ્ધિસાગર** સદા કાર્યકર તાહરાં,
મોહનાં દ્વાર રૂંધી હવેથી—આત્મ. ૬



(૭૮)

## જીવે તેને જરૂર જડે નહિ.

---

જીવે તેને જીરૂર જડે નહિ, મરજીવા રસ માણે રે—ટેક.

અઢારભારમાં અમરબુટ્ટી, જોગી વીરલા જાણે રે;
આંખે અંધો કંઠે કોયલી, ભૂખ્યો રહે ભર્યે ભાણે રે—જીવે.

મરણ ધારીને મહાજળ જાયે, અમૂલ્ય મોતી આણે રે;
એરણ હોયતો હીરો જણાશે, પરખાશે નહિ પહાણે રે—જીવે.

દોર ઉપર નટ ખાંડે ખેલે, મોજ મળે તે ટાણે રે;
તેલ ભરેલી ગ્રહી તાંસળી, શહેર તપાસ્યું શાણે રે—જીવે.

મુઆ વિના એ ફુળ નથી મળતું, વળે ન કોઇ વખાણે રે,
રૂપોરાજ આનંદ ઉભરાશે, સત્ય વાત સમજાણે રે-જીવે.



(૭૯)

## ભક્તિનો મહિમા.

ગઝલ.

ઉભેલા માર્ગમાં ઉંચા, પહાડો સૌ ખસી જાશે;
જગત આખું નમી જાશે, હશે જો શુદ્ધ ભક્તિ તો.

અકિંચન સાધુના ચરણે, નરેંદ્રો શિષ નામે છે,
વહેશે પૂર પ્રણયનાં, હશે જો શુદ્ધ ભક્તિ તો.

હજારો રોગની જ્વાળા, દવાના બુંદના વિના.
બુઝાશે, શાંતી સિંચાશે, હશે જો શુદ્ધ ભક્તિ તો.

સમાગમ સંતના મળશે, તિમિર અજ્ઞાનનું ટળશે,
પ્રકટશે સૂર્ય સમ્યગનો, હશે જો શુદ્ધ ભક્તિ તો.



(૯૦)

## અબ હમ અમર ભયે ન મરેંગે.

---

આશાવરી.

અબ હમ અમર ભયે ન મરેંગે-અબ.
યા કારન મિથ્યાત દિયો તજ,
કયોં કર દેહ ધરેંગે-અબ. ૧

રાગ દોષ જગ બંધ કરત હૈ,
ઇનકો નાશ કરેંગે;
મર્યો અનંત કાલ તેં પ્રાની,
સોહમ કાલ હરેંગે-અબ. ૨

દેહ બિનાશી, હમ અવિનાશી,
અપની ગતિ પકરેંગે;
નાશી જાશી હમ ચિરવાશી,
ચોખે હ્વૈ નીખરેંગે-અબ ૩

મર્યો અનંત બાર બિનસમજ્યો,
અબ સુખ દુઃખ બિસરેંગે;
**આનંદઘન** પ્રભુ નિકટ અક્ષર દો,
નહિ સમરે સો મરેંગે-અબ. ૪

# સર ૫મી

## અંત સમય

(અવસાન–સીમા–વિરામ–સમાપ્તિ–મૃત્યુ)

'ચેત ભવિ ચેત તું, વેત કર મરણનો,
હેત કર પૂર્ણ, પરિગ્રહ સાથે.'

અંતિમ સાધના અને આત્મસિદ્ધિ–જેનો જન્મ છે તેનું મૃત્યુ વહેલું કે મોડું અવશ્ય હોય છે. સબબ તેના સંબંધમાં જોઈતાં જાણપણાંની અતિશય આવશ્યકતા હોવાથી ખાસ અગત્યની થોડી હકીકત અહીં આપવાનું ઉચિત ધાર્યું છે.

શાસ્ત્રકારોએ મરણ બે પ્રકારનાં વર્ણવ્યાં છે. બાળમરણ અને પંડિતમરણ અથવા અકામમરણ અને સકામમરણ તથા કૃત્રિમ અને કુદરતી મરણ એવાં બીજાં પણ નામો છે. જેમાંનું બાળમરણ અથવા કૃત્રિમમરણ એકાંત દુઃખમય છે તથા તેવાજ પ્રકારનાં મરણની પરંપરાની વૃદ્ધિ કરનારૂં છે, પણ બીજું જે પંડિતમરણ તે તેનાથી તદ્દન જુદીજ જાતનું છે; એટલેકે જેમ શાંત મીઠી ઊંઘમાં બાળક માતાના ખોળામાં ઊંઘે છે, તેવું તે સુખરૂપ હોય છે; તથા તે મરણથી તેજ ભવમાં અગરતો ઓછામાંઓછા ભવમાં આત્માનો ઉદ્ધાર થઈ શકે છે.

એ ઊભય પ્રકારનાં મરણમાંથી કયે મરણે મરવું તે માનવજાતના હાથની વાત છે, અર્થાત માણસ ધારે તેવું મરણ તે પોતાને માટે નીપજાવી શકે છે.

જે માણુસો જગતની આસક્તિમાં અને ઇન્દ્રિઓનાં સુખોમાં રચી પચી રહ્યાં હોય તથા પોતાની જિંદગી જગતને ઉપયોગી થયાવિના પોતાના સ્વાર્થમાંજ ગાળી હોય અને મલિન વિચારોમાંજ મનને રમાડ્યા કર્યું હોય તથા પોતાના આત્માનું કે પરનું ભલું ન કર્યું હોય, તેઓ બાળ મરણ હાંસલ કરે છે; પરંતુ જેને વિષયપ્રતિ ઘૃણા છે, સદાચારમાં જેની પ્રવૃતિ છે, સંયમમાં પ્રેમ છે અને જીનેશ્વરોની ભક્તિમાં શ્રદ્ધા છે, તેઓ પંડિતમરણ પ્રાપ્ત કરે છે. તેમનેતો જીવન અને મરણ બંને કલ્યાણરૂપ હોયછે, કેમકે જીવનમાં ધર્મકાર્ય કરી પુન્ય ઉપાર્જન કરે છે અને મૃત્યુ થાય તો તે સદ્કાર્યનાં મીઠાં ફળ ભોગવવાનો આનંદદાયક અવસર મળે છે, પરંતુ આવાં સદ્‌ભાગી મનુષ્યોની સંખ્યા આ કાળમાં તો પ્રમાણમાં ઘણી જ ઓછી હોય છે. કેટલાંકને સદ્‌નિમિત્ત મળી આવતાં પાછળથી પણ સન્માર્ગે ચડી જવાનું બની આવે છે; સિવાય મનુષ્યોનો મોટો ભાગ તો એવો હોયછે કે જે જાણ્યે મરવુંજ ન હોય તેમ સંસારની મિથ્યા મોહજાળમાં છેવટ સુધી ગૂંચવાઈ રહેછે અને જ્યારે જરાવસ્થા આવી પહોંચે છે અથવાતો કોઈ મરણાંત રોગ લાગુ પડે છે, જેને લીધે શરીરનું બળ અને તેજ હણાઈ જાય છે; ગાત્રો શિથિલ થાય છે અને લગભગ પથારીવશ જેવું થઈ જવાય છે, દિનપરદિન વ્યાધિ વધતી જાય છે અને મૃત્યુના ભણકારા સંભળાય છે ત્યારે અકળાય છે, મુંઝાય છે અને પસ્તાવાનો પાર રહેતો નથી. અંતરઆત્મા સ્વયંપોકારી ઉઠેછે કે અરેરે ! મારૂં શું થશે ? પૂર્વના મહાન પુન્યના યોગે મળી આવેલો મોંઘા મૂલનો માનવભવ અને સઘળી સારામાં

સારી જોગવાઈઓ મેં ગાફલ રહીને ગુમાવી છે; સુકૃત્ય કર્યું નથી. ખરેજ હું અનાથ છું,' અશરણ છું ! અસાહ્ય છું !

આવો કડવો અનુભવ અનેક આત્માઓએ અનાદિકાળથી અનેક-વાર અનુભવ્યો છે અને અનુભવે છે; છતાં કેમ જીવવું તેની જ માત્ર કાળજી રાખવામાં આવે છે; પરંતુ કેમ મરવું તેનોતો વિચાર સર-ખોએ કરવામાં આવતો નથી. જેનાં પરિણામે ચોરાસીલક્ષ જીવા જોનીમાં ભ્રમણ કરવાનું ચાલુ રહ્યાજ કરે છે. આહા ! કેવી દયા-જનક પામર દશા ?

'બીગરી કૌન સુધારે, નાથબિન, બીગરી કૌન સુધારે.' પરમ કૃપાળુ પરમાત્મા કે જે ત્રિલોકના ત્રણે કાળના સમસ્ત ભાવોને અંજળી જળ પ્રમાણે જાણી દેખી રહ્યા છે અને જેમની જગતનાં સર્વ પ્રાણીપ્રત્યે સરખીજ દયા છે તથા જે અનાથના નાથ અને અશરણના શરણ છે; તેમણે આવા છેક અણીના અવસરે પણ કેવા વિચાર અને વર્તનથી અનેક આત્માઓ ભવરુપ સમુદ્રનો પાર પામ્યા છે, પામે છે અને પામશે તે પોતાની અપરિમિત કરૂણા દૃષ્ટિના પ્રભાવે બતાવી આપ્યું છે પ્રભુની વાણીતો અનંત છે, પરંતુ અહીંતો તેમાંથી સાગરમાંથી બિંદુસમાન પ્રસંગવશાત્ લીધું છે. શ્રી જીનેશ્વરદેવે ભવ્યાત્માને ઉદ્દેશીને ફરમાવ્યું છે કે હે ભવ્ય ! સાંભળઃ ડૂબતાંને ધરી રાખનાર માત્ર એક ધર્મ છે. ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળ છે. તથા તે "સવ્વ દુખાણ મંતં કરંતી" અર્થાત્ સર્વ દુઃખનો અંત કરે છે આ ભવને પરભવમાં સુખી થવાનું સાધન પણ તેજ છે. મરણ વખતે જ્યારે બધાં દૂર રહે છે ત્યારે એક ધર્મ જે કર્મના મર્મને ભેદનાર છે તે મિત્રની માફક રક્ષણ કરે છે. ધર્માભિમુખ થતાં દૃઢ પ્રહારીચોર અને પરદેશીરાજા જેવા મહાન પાપ કરનારાઓ પણ પાવન થયા છે તથા કપિલ અને એલાયચી જેવા અનાચારમાં

ઊતરેલાઓનો અંતરમુહૂર્તમાં ઉદ્ધાર થયો છે. માટે એ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ અભયપદના દાતા, કલ્પવૃક્ષ સમાન ફળ આપનાર ધર્મનું શરણું ગ્રહણ કરવું શ્રેયસ્કર છે.

હે ભદ્ર! ધ્યાનમાં રાખ કે આર્ત અને રૌદ્ર ધ્યાન અધોગતિમાં લઈ જનારાં છે, માટે તેનાથી તદ્દન નિવૃત થઈ ધર્મધ્યાનમાં સત્વર પ્રવેશ કર! ધર્મધ્યાનના સોળ ભેદ પૈકી પહેલા ચાર ભેદ વિચારણાના છે; તેમાં પ્રથમ વિચાર શાસનપતિની આજ્ઞાવિષે કરવાનો છે, એ આજ્ઞામાં શ્રાવકોને માટે બારવ્રત ફરમાવ્યાં છે; જેમાંનાં પહેલાં પાંચ અણુવ્રત, જેવાં કે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ તેનો આદર કરવો; પછી ત્રણ ગુણવ્રતોમાં ક્ષેત્રની મર્યાદા ઓછામાં ઓછી બાંધવી. સચેત, અચેત, દ્રવ્યોમાંથી જરૂર હોય તેટલાની જ છૂટ રાખવી તથા પંદર ભારે પાપના ધંધા જે ધર્માર્થીઓને આચરવા જેવા નથી તેમાં નિમિત્ત થતું હોયતો ખેંચી લેવું. પાંચ પ્રમાદો જેવાકે મદ, વિષય, કષાય, નિદ્રા ને વિકથા તથા બીજી પ્રવૃત્તિઓ કે જેનાથી આત્મા નિરર્થક દંડાય છે તેનો પરિત્યાગ કરવો. સિવાય બીજાં ચાર શિક્ષાવ્રત છે, તેનું યથાશક્તિ પાલન કરવું તથા ચતુર્વિધ સંઘતિર્થ જેવાંકે સાધુ, સાધવી, શ્રાવક અને શ્રાવિકા, તેમનાં અનન્ય ભાવે ગુણકીર્તન કરવાં.

બીજો વિચાર જીવ સંસારમાં દુઃખની આયાત શા થકી કરે છે, તે વિચારવાનો છે. દુઃખનાં કારણ મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, અશુભયોગ, અઢાર પાપસ્થાનક, અને છકાયજીવની હિંસા; એ મુખ્ય છે; સબબ એવા આશ્રવમાર્ગથી અલગ રહીને સંવરમાર્ગ આદરવો કે જેથી દુઃખના સંચારનો સંભવ રહે નહિ.

ત્રીજો વિચાર જીવ જે સુખ દુઃખ અનુભવે છે તે શા થકી તેનું ચિંતન કરવાનો છે. તે વિચાર એવો છે કે જીવે જેવે રસેકરી પૂર્વે

શુભાશુભ કર્મ ઉપાર્જ્યાં છે, તે કર્મના ઉદયથકી જીવ તે પ્રમાણે સુખદુઃખ અનુભવે છે; તેવા અનુભવ દરમ્યાન કોઇ ઉપર રાગ દ્વેષ નહિ લાવતાં માત્ર સમતાભાવમાં સ્થિર થવું કે જેથી નિરાબાધ પરમસુખને પામી શકાય છે.

ચોથો વિચાર એ કરવાનો છે કે ત્રીછોલોક, ઉર્ધ્વલોક, અને અધોલોક એ ત્રણેય લોકનાં સર્વ સ્થાનક સમકિત કરણી વિના સર્વ જીવોએ જન્મ મરણે કરીને અનંતીવાર સ્પર્શી મૂક્યાં છે. નરકનાં અસહ્ય દુઃખો સાગરોપમ સુધી સહન કર્યાં છે તેમજ ચક્રવર્તીની અને દેવલોકની સાહ્યબી પણ ભોગવી છે; છતાં આત્માની ગરજ સરી નથી. સબબ મોહદશાની મિથ્યા પ્રવૃત્તિઓથી સર્વાંશે મુક્તથઈને એકાંત સમકિત સહિત શ્રુત અને ચારિત્રધર્મની આરાધના કરવી; એ આત્મસિદ્ધિનો સરલ સાચો માર્ગ છે.

હે આત્મન! વળી પણ સાંભળ કે-શેષ જીવન તદ્દન નિર્દોષપણે શુભધ્યાન અને શુભયોગમાં વ્યતિત થવામાટે અનિત્યાદિ બાર[1]

---

૧. બાર ભાવના—

૧. અનિત્ય—આ મારૂં શરીર, વૈભવ, લક્ષ્મી તેમજ કુટુંબપરિવાર એ સર્વ વિનાશી છે; હું પોતે અવિનાશી છું, વિનાશી પદાર્થોના મોહમાં હું શા માટે મુંઝાઇ રહું છું એમ વિચારવું તે.

[૨] અશરણ—મરણ સમયે મારો વૈભવ, લક્ષ્મી કે કુટુંબપરિવાર મને બચાવશે નહિ તેમજ સથવારો પણ કરશે નહિ, અશરણ એવા મને માત્ર ધર્મનુંજ શરણું છે એમ ચિંતવવું તે.

[૩] સંસાર—મારા આત્માએ સંસારસમુદ્રમાં ભમતાં ઘણા ભવ કર્યા છે; હવે હું તે જંજાળથી ક્યારે મુક્ત થઇશ? આમ અનુમોદવું તે.

[૪] એકત્વ—આ મારો આત્મા એકલો છે, તે એકલો આવ્યો છે ને એકલોજ જશે અને કરેલાં સાચા ખોટાં કર્મનાં ફળ પણ એકલોજ ભોગવશે, આમ મનન કરવું તે.

ભાવના વારંવાર વિચારવી ત્રણ મનોરથનું[2] ચિંત્વન કરવું તથા ઉત્તમ પુરૂષોનાં ચરિત્રો વાંચવા અગર વંચાવવાં અને આધ્માત્મપદોને યાદ કરી તેનું રહસ્ય અંતરમાં ઉતારવું. છેલ્લી વાત એ કહેવાની કે આગારીઅનશન[3]વૃત દિવસના વખતે જ્યારે જ્યારે અનુકુળતા હોય ત્યારે અને ખાસકરી રાત્રિના ચાર પહોર તો અવશ્ય આદરવું.

---

[૫] અન્યત્વ—આત્મા એકલોજ છે અને જગતના તમામ પદાર્થો તેનાથી તદ્દન પર છે, અર્થાત કોઇ કોઈનું નથી આમ વિચારવું તે.

[૬] અશુચિ—શરીર અપવિત્ર છે, મળમુત્રની ખાણ છે; રોગ અને જરાનું નિવાસધામ છે; હું તેનાથી ન્યારો છું આમ ચિંતવવું તે,

[૭] આશ્રવ—મિથ્યાત્વ, અવૃત, પ્રમાદ, અશુભયોગ અને કષાય એ પાંચ પાપને દાખલ થવાનાં ગરનાળાં એટલે દ્વાર છે જેનાંવડે કર્મનો બંધ થાય છે, માટે તેનાથી દૂર રહેવું, આમ ધારવું તે.

[૮] સંવરસમકિત, વૃતપચ્ચખાણ. અપ્રમાદ, શુભયોગ, અને અકષાય એ પાંચ આવતાં કર્મને રોકવાનાં સબળ સાધન છે, માટે તે અંગિકાર કરૂં; આમ દઢતા કરવી તે.

[૯] નિર્જરા=પૂર્વનાં કર્મનો બાર પ્રકારના તપે કરીને ક્ષય થાય છે. આમ અનુમોદવું તે.

[૧૦] લોક-ત્રિર્શ્છાલોક. ઉર્ધ્વલોક અને અધોલોક એ ત્રણ લોકનાં સ્વરૂપનું ચિંત્વન કરવું તે

[૧૧] બોધ-ભવભ્રમણ કરતાં કરતાં સમ્યક્જ્ઞાનની પ્રસાદી મળવી એ સદ્ભાગ્ય છે, આમ મનન કરવું તે.

[૧૨] ધર્મ-કેવળી પરૂપેલ ધર્મ પામવો એ અતિ દુર્લભ છે. આમ ચિંત્વના કરવી તે.

૨ ત્રણ મનોરથ.

[૧] બાહ્ય, આભ્યંતર પરિગ્રહ હું કયારે ઘટાડું ?

[૨] આ અસાર સંસારનો હું સર્વથા ત્યાગ કયારે કરૂં ?

[૩] હું સર્વ પ્રકારનાં પાપોને આળોવી કયારે અણશણ વૃત આદરૂં ?

૩. આગારી અનશનવૃત-આગારી અનશનવૃત આત્માર્થી છે. સજ્જનોએ દરરોજ

પ્રભુનાં અમૃત તુલ્ય ઉપકારક વચનો અંતરમાં ઉતારવા સરખાં છે. ખરેજ એ ભવરુપ મહારોગની અમૂલ્ય ઔષધિઓ સમાન છે; જેનાં શ્રવણ, મનન અને શ્રદ્ધાપૂર્વકનાં સેવનથી સર્વ અનિષ્ટો અળગાં થાય છે. અલૌકિક આત્મશાંતિ ઉદ્‌ભવે છે અને ઉત્કૃષ્ટરસ ઉપજેતો આત્મા અક્ષય અવિચળ પદનો અધિકારી અવશ્ય થાય છે.

જ્યારે મરણ છેક સમિપમાંજ સમજાતું હોય ત્યારે વિશેષ જાગૃતિની ઘણી જરૂર છે. એવે વખતે ખાસકરીને ભલી મતિ હોવી જોઈએ; કેમકે અંતસમે જેવી મતિ તેવીજ ગતિ થાય છે. વળી તે

---

રાત્રે નિદ્રાધિન થતાં પહેલાં આદરવા યોગ્ય છે તેની વિધિ આ પ્રમાણે છે:—પ્રથમ ચોરાશી લાખ જીવાયોનિના જીવોને નીચેની ગાથા બોલી ખમાવવા

'ખામેમિ સવ્વે જીવા, સવ્વે જીવાવિ ખમંતુ મે,
મિત્તિ મે સવ્વભૂએસુ, વેરમજ્ઝં ન કેણઇ.'

ઉપર મુજબ સર્વ જીવોને ખમાવી નવકારથી માંડી તસોતરી સુધીના પાઠ બોલી ઇરિયાવહિનો કાઉસગ્ગ કરવો અને એક લોગસ્સ પ્રગટ કહેવો. પછી બે હાથ જોડી બોલવું કે હે અરિહંત દેવ, આપની સાક્ષીએ હું આગારી અનશન વ્રત (સમયનું પ્રમાણ બાંધવું ત્યાં સુધી) આદરૂ છું. પછી બોલવું કે:—

'આહાર, શરીરને ઉપાધ, પચ્ચખું પાપ અઢાર;
મરણ થાય તો વોસરૂં, જીવું તો આગાર.'

આ વ્રત જ્યારે પાળવું હોય, ત્યારે આ રીતે બોલવું.

સાગારી અણસણવ્રત સમકાએણં, ફાસિયં, પાલિયં, સોહિયં, તીરિયં, કિતિયં, આરાહિયં, આણાએ, અણપાલિતા નભવઈ તસ્સ મિચ્છા મિ દુકકડં.

અકસ્માત કે કોઇ ઉપસર્ગનાં કારણસર તાત્કાલિક મૃત્યુ થશે એમ લાગતું હોય અને ઇરીયાવહિ પડીકમવા જેટલો વખત ન મળે તેમ હોયતો માત્ર

"આહાર શરીર ને ઉપધિ, પચ્ચખું પાપ અઢાર,
મરણ થાયતો વોસરૂં, જીવુંતો આગાર."

આટલું બોલવું, પણ સમયસૂચકતા વાપરી પચ્ચખાણ કરી લેવાં, એ પરમ લાભનું કારણ છે.

સ્થળે તદ્દન શાંત વાતાવરણ હોવું જોઇએ. અશાતાવેદનાનો ઉદય અથવા કોઈ આસક્તિવાળો પદાર્થ પોતાનું ભાન ન ભૂલાવે તેવી સાવચેતી અવસ્ય રાખવી અને પારલૌકિક વિચારો તરફ મનને દોરવવું. શક્તિ અનુસાર વ્રત પચ્ચખાણ કરી લેવાં. સર્વ જીવો સાથે ક્ષમાપના કરવી અને ચાર શરણાં જે અક્ષય અવિચળ પદનાં આપ નારાં છે તેનું આરાધાન કરવું તથા પૂર્વે થયેલાં પાપ કર્મનું સ્મરણ કરીને આલોયણા કરવી તે આ રીતે-

જીવહિંસા કરી હોય, અસત્ય બોલાયું હોય, પરધન ગ્રહણ કર્યું હોય, પરદારા ગમન કર્યું હોય, પરિગ્રહમાં મમતા રાખી હોય, વિષય કષાયો સેવ્યાં હોય. તો હે! જીનેશ્વર દેવ ! આપની સાક્ષીએ તે મારા અપરાધોનો હું ખરા દિલથી પશ્ચાતાપ કરૂં છું. પ્રભુ ! હું બહુ ભૂલ્યો છું; મારી આ જીંદગી કેટલા વખતની હતી; ક્ષણનો પણ ભરોસો નહોતો; છતાં હું ચેત્યો નહિ; અને વિકારોનો ગુલામ બન્યો. એ મેં વ્યાજબી કર્યું નથી, જે રૂપ જોઇને હું મેહ પામ્યો તે પતંગના રંગ જેવું હતું; જે ધનમાટે મેં વલખાં માર્યાં, તથા અધર્મ અને અનીતિ આચર્યાં, તેમાંથી ફુટી બદામ પણ મારી સાથે આવનાર નથી, સંસારની પ્રવૃતિમાં ગૂંચવાઈ રહીનેતો આ આત્મા અનાદિકાળથી ઉંચ નીચ ગતિમાં ભ્રમણ કરતો આવ્યો છે; એ બધું મને હવે બરાબર સમજાય છે. પ્રભુ! મેં તમારાં અમૂલ્ય વચનોને સંગ્રહ્યાં નથી, તમારાં કહેલાં અનુપમ તત્વોનો વિચાર કર્યો નથી, તમારા પ્રણિત કરેલાં ઉત્તમ શીલને સેવવા ઉત્સુક થયો નથી. તેને માટે હું નમ્રભાવે ક્ષમા માગું છું; હે દયાળુ દેવ ! હું હવે આપનેજ શરણે છું.

આ પ્રમાણે આલોઈ, પડિક્કમી, નિંદી, નિસલ્લ થઈ છેવટે શરીર પરની મુર્છાને ટાળી સાવધાન થઇને ચડતા પરિણામે આત્માર્થિ સજ્જ

નોને આદરવાયોગ્ય કર્મદળને, છેદી મોક્ષનો માર્ગ મોકળો કરી આપનાર અનાગારી અનશનવ્રત ઉલ્લસિત હૃદયે અંગિકાર કરવું; આમ તમામ ઉપાધિથી તદ્દન નિવૃત થઇને એકાગ્રચિત્તે અંતરઆત્માનો તાર પરમાત્માપ્રત્યે જોડી દેવો; અને છેક છેલ્લી ઘડીસુધી નવકાર મંત્ર લોગસ્સ, નમોથુણંનું સ્મરણ કરતાં સમાધિ મરણે પરમ શાંતિમાં દેહને છોડવો; અર્થાત્ જીવન મુક્ત થવું; એજ ઉત્તમ કર્તવ્યતા, એજ મોંઘેરી મહત્તા, અને એજ સાચી સાફલ્યતા, એમ પરમ પુરૂષોએ પ્રકાશ્યું છે.



**અવસાનસમયે યોગોની સ્થિરતા અખંડ જાળવી સહજાનંદી, શુદ્ધસ્વરૂપનાં અનેરાં ઓજસ પ્રગટાવનારાં ઐશ્વર્યમાન તથા શાંતિપ્રદાન કાવ્યો**

## (૮૧)

## હાથ મારો મૂકશોમાં.

રાગ ભૈરવી. (કેશવ કૃતિમાંથી)

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશોમાં;
હાથ મારો મૂકશોમાં, હાથ મારો મૂકશોમાં-દીન. ટેક

આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલો પડયો છું,
ચૌદલોક નિવાસ ચપલા-કાન્ત,[1] આ તક ચૂકશોમાં-દીન. ૧

ઓથ ઈશ્વર આપનો, સાધન વિષે સમજું નહિ હું;
પ્રાણપાલક પોત જોઇ, શંખ આખર ફૂંકશોમાં-દીન. ૨

માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે,
હે કૃપામૃતનાં સરોવર, દાસસારૂ સૂકશોમાં-દીન. ૩

શરણ **કેશવલાલનું** છે, ચરણ હે હરિરામ તારૂં;
અખિલ નાયક આ સમય, ખોટે મશે પણ ખૂટશોમાં-દીન. ૪

---

૧. શ્રી કૃષ્ણ

●

(૮૨)

## મારી નાડ તમારે હાથ.

રાગ—દેશ.

મારી નાડ તમારે હાથે, હરિ સંભાળજોરે;
પ્યારા પોતાનો જાણીને, પ્રભુપદ પાળજોરે—ટેક.

પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું;
મને હશે શું થાતું, નાથ નિહાળજોરે— મારી. ૧.

અનાદિ વૈદ્ય આપ છો સાચા, કોઈ ઉપાય વિષે નહિ કાચા;
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજોરે— મારી. ૨.

વિશ્વેશ્વર શું હજી વિચારો, બાજી હાથ છતાં કાં હારો?
મહા મુંઝારો મારો, નટવર ટાળજોરે— મારી. ૩.

કેશવ હરિ મારૂં શું થાશે, ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે?
લાજ તમારી જાશે, ભૂધર ભાળજોરે— મારી. ૪.

•

(૮૩)

## મંગલ મંદિર ખોલો.

રાગ—ભૈરવી—રાગિણિ.

મંગલ મંદિર ખોલો? દયામય મંગલ મંદિર ખોલો—ટેક.

જીવનવન હું નાથ વટાવી, આતુર ઊભો શિશુ ભોળો;
આપ શરણ વણ અન્ય ન ઇચ્છા, અરજી ઉરમાં લ્યો! લ્યો!—દયા.

નામ મધુર તમ મુજ રસ[1]ના પર, પ્રસન્ન વદન મમ[2] બોલો;
કરૂણાસાગર! કરૂણા કરીને, પ્રેમ અમીરસ ઢોળો!–દયા.

સ્વ. સાક્ષર નરસિંહરાવ.

•

(૮૪)

## પ્રભુ સાથે પ્રીત કરવા વિષે.

રાગ–ગરબી.

કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડી રે,
મરી જાવું મેલીને ધનમાલ,
અંતકાળે સગું નહિ કોઇનું રે— ટેક

સંસ્કારે સંબંધી સર્વે મળ્યાં રે,
એ છે જુઠી માયાકેરી જાળ,— અંત.

મારૂં મારૂં કરીને ધન મેળવ્યું રે,
તેમાં તારૂં નથી તલભાર,— અંત.

સુખ સ્વપ્ના જેવું સંસારનું રે,
તેને જાતાં ન લાગે વાર,— અંત.

માટે સેવજે તું સાચા સંતને રે,
તારા ટળશે ત્રિવિધના તાપ,— અંત.

અતિ મોટા પુરૂષને આશરે રે,
બળે પૂર્વજનમનાં પાપ,— અંત.

---

૧. જીભ. ૨ મારો પોતાનો.

એવું સમજીને ભજ ભગવાનને રે,
સુખકારી સદા સુખધામ,— અંત.
**દેવાનંદનો** વહાલો દુઃખ કાપશે રે,
મનવંછિત પૂરણ કામ.— અંત.

(૮૫)

## દેહરૂપી દેવળ જુનું થયું.

રાગ–ભજન.

જૂનુ તો થયું રે દેવળ, જૂનું તો થયું;
મારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું—ટેક
આ રે કાયા રે હંસા, ડોલવાને લાગીરે;
પડી ગયા દાંત માંહેલી, રેખું તો રહ્યું—મારો. ૧
તારે ને મારે હંસા, પ્રીત બંધાણીરે;
ઉડી ગયો હંસ, પીંજર પડી તો રહ્યું—મારો. ૨
બાઇ **મીરાં** કહે છે પ્રભુ, જુઠી જાણી કાયારે;
શરણુ તમારૂં મેં તો, ચિત્તમાં લહ્યું—મારો. ૩

(૮૬)

## સંસાર અસાર જાણી, પુણ્ય કમાણી કરવા વિષે.

નથી જગતમાં સાથ સંબંધી, વિના ત્રીભુવન નાથ;
શું ફોગટ ફાંફા મારે મુરખડાં; ભરે આભથી બાથ !

કમળપત્રપર જળ બિંદુને, સુકાતાં શી વાર ?
શ્રાવણની જળ ભરી વાદળી, વિખરાતાં શી વાર ?
જીવતર સમજવું તેવું, આખર નહિ લેવું દેવું.
જીવ જવું છે ખાલી હાથ, અંતમાં પુણ્યપાપ સંગાથ—નથી.
પંથી જીવ પામી ગયો, નરભવ નગર બજાર;
સોદાગર સમજી જઇ, કરો પુણ્ય વેપાર.
જીવ જવું છે ખાલી હાથ, અંતમાં પુણ્યપાપ સંગાથ—નથી.

(ઉમાદેવડી)

•

(૮૭)

## પ્રભુ નામ સુધારસ પીલે.

રાગ—કાનરો.

પ્રભુ નામ સુધારસ પીલે ! (૨)
નામ સુધારસની શીતળતા, તનના તાપ હરી લે- પ્રભુ.
શાંતપણું આપે સર્વાંગે, દુઃખ રહે નહિ દિલે;
નૌતમ નાવ નકી તરવાનું, કરવાનુંજ કરી લે- પ્રભુ.
ભયકારક ભવસાગર ભારે, તેને તુરત તરી લે !
ધરવાનું શુભ ધ્યાન હૃદયમાં, નિર્મળતાથી ધરી લે- પ્રભુ.
અંતરનું બળતું બુઝવવા, ભક્તિજળને ભરી લે;
ઠરવાનું આ ઠામ અપૂર્વ, તે માંહેજ ઠરી લે -પ્રભુ.

•

(૮૮)

## બે દિનના મેમાન.

રાગ—કાફી.

અમેતો આજ તમારા, બે દિનના મેમાન;
સફળ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન—અમે. ૧

આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન;
પાછા કોઇ દિને નહિ મળીએ, કયાં કરશો સન્માન—અમે. ૨

સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપી સદ્‌ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન—અમે. ૩

લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરજો પાન—અમે. ૪

કેશવ હરિએ કરૂણા કીધી, ન ભમો ભૂલી ભાન;
તત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જાન—અમે. ૫

•

(૮૯)

## સંપત્તિ સદા રહેતી નથી માટે પવિત્ર બનવા વિષે.

પ્લવંગમ છંદ.

છત્રે થાતી છાંય, છડીધર છાજતા,
હાથી હોદ્દામાંય, રસિક બિરાજતા,
આયુષ્યરિદ્ધિ અનેક, ભરેલી ભાગ્યમાં,
એ સૂતા દિન એક, ઉછળતી આગ્યમાં.

ભોગવતા ઉપભોગ, મહા સુખ માણતા;
જોતાં જોગ અજોગ, જરી નહિ જાણતા;
કીધા દામ કરોડ, ખજાને ખાણમાં,
સુતા તાણી સોડ, મસિદ મસાણમાં.

ઈંદ્રપુરી અનુસાર, નગરીઓ નોખમાં,
કોટિધ્વજ શાહુકાર, ગરજતા ગોખમાં;
સુંદરીઓ ગુણસાર, મહાગુણ મર્દમાં;
કો જાણે કઈ ઠાર, ગયા મળી ગર્દમાં.

માટે મારા મિત્ર, વિચારો વાત રે,
પાપી મટી પવિત્ર, બનો ભલી ભાત રે;
જીવનનું ફળ જાણી, ભજો ભગવાન રે,
અંતર પ્રીતિ આણી, ધરો નિત ધ્યાન રે.



(૯૦)

## શરીરની ક્ષણભંગુરતા વિષે.

રાગ—દીતવારે દેવ દર્શન કીજે રે.

ઘડી એક તણો વિશ્વાસ, શ્વાસનો નાણો રે;
અણચિંતો આવશે કાળ, તમે તે જાણો રે—૧.

જેમ તોરણ આવ્યો વિંદ; પાછો નહિ વળશે રે;
તારા સજ્જન કુટુંબ પરિવાર, સહુ ટળવળશે રે—૨.

ગ્રહે સાપ ઉંદરને જેમ, ચિડીને સીંચાણો રે;
જયમ રાજા કોપે કયાંહિ, નથી ઠેકાણો રે-૩.

જેમ તેતર ઉપર બાજ; મચ્છને બગલો રે;
તારી નવલ સુરંગી દેહ, કરી દેશે ઢગલો રે-૪.

સાવજ મુખથી કુરંગ, ન શકે નાસી રે;
અચાનક આવી કાળ, દેશે ગળે ફાંસી રે-૫.

વળે દળ વાદળને પૂર, વિવિધ પ્રકારે રે;
પણ કાળ ઓચિંતો કોઇ, પાછો નવિ વાળે રે-૬.

દેવ, દાનવ, માનવ, ઇંદ્ર, સૂરજ ને ચંદા રે;
તિર્થંકર, ચક્રી, કેશવ, રામ મુણંદારે-૭.

નૃપ, શેઠ, ન્યાપતિ, ઇભિ, તલાર, તલાટી રે;
તેને બાળી કીધા રાખ, હુઇ ગઇ માટી રે-૮.

હુતિ ચોકી આડી સાત, દૈત્યને જુદ્ધા રે;
ભીડી બખ્તર પહેરી ટોપ, ગૃહી આયુદ્ધા રે-૯.

આવ્યો કાળસેન કોટવાળ, નાંખ્યા સવિ ઉંધા રે;
તેને ભિક્ષા ત્રણે લોક, લાગી બહુ ક્ષુધા રે-૧૦.

શું ધરવી આશા મોટી, ખોટી થાવું રે;
તજી રમણી રાજ ભંડાર, અંતે જાવું રે-૧૧.

ધરિયા કેશરીયા વેષ, ડોલે લેરખડા રે;
કાને કુંડળ હૈડે હાર, બાંહ્યે બેરખડા રે-૧૨.

કડાં, પોંચી, બાજુબંધ, વેઢ ને વીંટી રે;
સિર પર બાંધી શિરપાવ, સોનેરી લીંટી રે-૧૩.

રૂડી કુમકુમ વરણી કાય, છાંયા નિરખે રે;
રૂપે રંભા સરખી નાર, દેખી દિલ હરખે રે-૧૪

મુખ આંખને મટકે મોહ્યો, કરને લટકે રે;
અણુતેડયો આવી કાળ, ગળી જાશે ઘટકે રે-૧૫.

તારે સુંદર મંદિર મોલ, ઝળકતી જ્યોતિ રે;
ફુલ અત્તર વાસિત સેજ, જડીયાં મોતી રે-૧૬.

પોઢે ઓઢી પટકુળ, મખમલ ધોતી રે;
પંખાથી પવન ઝકોળ, નિદ્રા હોતી રે-૧૭.

આવ્યો જમ દંડી દૂત, સાહીયો ગોતી રે;
રહી રડતી પડતી માત, રમણી રોતી રે-૧૮.

આ કાચી કાયા છાંયા, જેસી બાદલકી રે;
જબ ઉઠ ચલેગો હંસ, માટી જંગલકી રે-૧૯.

જેવો ખોટો સંધ્યાવાન, પિંપળ પાન રે;
કાચી માટીકેરો કુંભ, કુંજર કાન રે-૨૦.

ઢંગ રહિત પતંગનો રંગ, થાએ ભંગ રે;
વળી કાચના કુંપારૂપ, એહી અંગ રે-૨૧.

પ્રાણી છાંડો અનંગનો રંગ, એવું જાણી રે;
અંજળી જળ આયુ જેમ, પુરતું પાણી રે-૨૨.

અંતે જાવું છે એકવાર, મન સમજાવી રે;
**ખોડીદાસ** ગુરૂને ચરણુ, શિશ નમાવી રે–૨૩.
સંવત ઓગણીસેસોળ, આસુ માસે રે;
કરી જેતપુર માંહી જોડ, રહી ચોમાસે રે–૨૪.



(૯૧)

## ચતારી શર્ણું સાચાં છે.

ગઝલ.

સમજ તું જીવ સદ્ભાગી, સંસારી રાહ ખોટો છે,
ધરીલે ધ્યાનમાં એ તું, ચતારી શર્ણું સાચાં છે.
ગણે ધન ધામ તું તારાં, સંબંધી સુત ને દારા;
અલગ એ સર્વ થનારાં, ચતારી શર્ણું સાચાં છે.
તદ્દન તકલાદી છે કાયા, ચલિત છે તેમના પાયા;
ખરે ધરવી મિથ્યા માયા, ચતારી શર્ણું સાચાં છે.
મળ્યા અધિકાર પર મોહી, ફૂલે છે શું અરે જોઇ;
કદીએ સ્થાયી નહિ કોઇ, ચતારી શર્ણું સાચાં છે.
અસ્થિરતા જગ્તની જાણી, ચેતવવા વિશ્વનાં પ્રાણી;
ઉચારી જ્ઞાનીએ વાણી, ચતારી શર્ણું સાચાં છે.
કહે **કીર** કષ્ટ હરનારાં, મંગળ કલ્યાણ કરનારાં;
સદા સુખ શાંતિ દેનારાં, ચતારી શર્ણું સાચાં છે.



(૯૨)

## શુભાશુભ કર્મ પ્રમાણે ફળ મળે છે.

કોઈનું કર્યું કંઇ થાય નહિ, છે કર્મ સહુ કરનાર;
કર્મ સહુ કરનાર, ન કોઇથી કર્મ કદી ફરનાર —કોઇનું.
કર્મકાગળે પૂર્વજન્મનાં, દીધાં જમે થનાર;
દીધાં જેવાં લેવાં પાછાં, એજ કર્મ વ્યવહાર —કોઈનું.
જમે કરાવ્યા હશે કાંકરા, મણિ નથી મળનાર;
જમે મણિતો વિશ્વધણીથી, ટાળ્યાં નહિ ટળનાર —કોઈનું.

•

(૯૩)

## તેરે જાનાં જરૂર.

તેરે જાનાં જરૂર, જોબન જાયા રે, નહીં રે જીવનકી અધઘડી— ટેક.
કાયા માયામાં પુરણ પ્રીતિ,
હાંરે અમીરસ તજીને તેં તો વિષ ખાયા રે,
વિષ ખાયા (૨) ઝેર ખાયા રે, ....નહીં રે,
મોહકી જાળ બની મતવાલી,
હાંરે મારૂં મારૂં કરીને મિથ્યા મુરછાયા રે;
મુરછાયા [૨] લલચાયા રે ....નહીં રે.
આરે જગતમેં જુઠ પસારા, મતિહીણા મલિન તેરા દિલભયા રે,
દિલ ભયા [૨] ચિત્ત ભયા રે ....નહીં રે.

કહે **પુરશોત્તમ** ભવ જળ તરવા,
હાંરે ભાવે ભજીલેને જીનરાયા રે;
જીનરાયા [૨] સુખદાયા રે ...નહીં રે.

(૯૪)

## આયુષ્ય અસ્થિર છે તે વિષે.

આયખું તૂટ્યું ને સાંધો કો નહીં રે,
તે માટે જીવ નવ કરશો પ્રમાદરે,
જરા આવીને શરણું કોઇ નહીં રે;
હીંસા છોડી દયામારગ કરો યાદરે–આયખું.

કુટુંબ કબીલા સુત નારીને કારણે રે,
મોહાંધ થઇને સંચ્યા બહોળાં પાપરે;
પરિણામેથી પસ્તાઇને ઝુરશોરે;
લોકે પરલોકે સહેશો બહુ સંતાપ રે–આયખું.

ઉંચાં ઉંચાં બાંધ્યાં મંદિર માળીયાંરે;
ધરતીમાંહે દેઇ દેઇ ઉંડી નીવરે;
ઓચિંતાનું એક દિન ઉઠી ચાલવું રે,
સુખ દુઃખ સહેશે એકલડો આ જીવરે,–આયખું

ચક્રવર્તી હરિબળને રાણા કેશવોરે;
બહુ સુખદાયક ઇંદ્ર સુરોનો નાથરે;
ઉગી ઉગીને અંતે એપણ આથમ્યારે;
જોજો કેવી અચરજ જેવી વાત રે–આયખું.

શબ્દ રૂપ ને રસ પર મમતા નહી ધરો રે;
તન ધનનો નહિ ધરશો માન લગાર રે;
રૂષિ **ચોથમલજી** કહે છે સૂત્ર શાખથી રે;
જોડ કરી છે ઝાલોર શહેર મોઝારરે—આયખું.



(૯૫)

## શરીર અને આત્માના અસ્થિર સંબંધ વિષે.

---

રાગ—રૂમઝુમ કરતી ચાલી ભીલડી.

બાંધી કમર ને હંસ ચાલીયો,
કાયા કહે મને કેમ છોડી ?
મૃત્યુ લોકમાં થયાં સંઘાતી,
આપણે વહાલા એ જોડી;

કાયા સુંદરી વદે રૂદન કર,
અબળા એકલી કેમ રહું ?
મસાણ ભૂમિમાં આપ સંઘાતે,
બળી અગ્નિમાં ભસ્મ થાઉં —બાંધી. ૧.

મુજપર પ્રીતી હતી આપને,
હતો આપનો મને આધાર;
નિરાધાર કરી નાથ જાઓ છો,
મુજને મૂકી અંતરીયાળ —બાંધી. ૨.

રહોને હંસા ! રહોને પવના !
રહોને આજની રાતડીયાં;
કરૂં વિનંતી સુણીલો હંસા,
મારા દિલની વાતડીયાં -બાંધી. ૩

હંસ કહેછે સુણો સુંદરી,
ઋણુ સંબંધે સાથ રહ્યાં,
રાખ્યાં રખેપાં મુગ્ધ બની મેં,
તુજમાટે બહુ કષ્ટ સહ્યાં -બાંધી. ૪

અવધ પુરી થઇ ક્ષણુ નવ રહીશું,
વિસરી જાજો નામડીયાં,
દાસ જીવણુ કહે હંસ સંચર્યો,
અન્ય વસાવ્યાં ગામડીયાં -બાંધી. ૫

●

(૯૬)

## સહવાસ સંબંધી શોક શમન.

---

ભજન.

પંખીનો મેળો, ભેળો રહે કેમ ભાઈ ?
કોઈ કયાંહુથી, કોઈ કયાંહિથી, આવે તેમ તણુાઈ—પંખી.

તૂટે સાથ સર્વનો જ્યારે, ખરચી જાય ખવાઈ;
કોણુ સદૈવ રહે છે સાથે, પ્યારમાં પથરાઈ ?—પંખી.

દૂર રહીને દોરી ખેંચે, કૂડો કાળ કસાઇ;
જુદું જુદું સૌને જાવું, ઘાટ વિના ઘસડાઇ—પંખી.

કોનાં સૂત, દારા ને સેવક, કોનાં બાંધવ બાઇ;
જૂઠી માયા, જૂઠી કાયા, જૂઠી સર્વ સગાઇ—પંખી.

સ્નેહ અને સંબંધ રડાવે, અંતરમાં અથડાઇ;
શોક તજો સુખથી રહો શાણા, કેશવ હરિગુણ ગાઇ—પંખી.

•

## ( ૯૭ )

## સતી મયણરહાએ પોતાના પતિદેવ યુગબાહુને તેમના અંતસમયે આપેલો ઉત્તમ ઉપદેશ.

---

[ ચાલ-હિરદે રાખીજો હો કે ભવિયણ, મંગલિક શરણાં ચાર. ]

સુસ્વર કરી કહે કન્થને હો કે પ્રીતમ, સુનો વચન ધર ધ્યાન;
અન્ત સમય હવે આવિયો હો કે પ્રીતમ, ધરો ધર્મ ચિત્ત ધ્યાન;
હિરદે રાખીજો હો કે પ્રીતમ, મંગલિક શરણાં ચાર....ટેર. ૧

અરિહન્ત સિદ્ધ સાહૂ તણો હો કે પ્રીતમ, કેવલી ભાષિત ધર્મ;
યે ચારોં જપતાં થકાં હો કે પ્રીતમ, ટૂટે આઠોંહી કર્મ
—હિરદે. ૨

આઇ વિપત્તિ ટાલવા હો કે પ્રીતમ, ચિત્ત સમાધિ ધાર;
કોપ કષાય નિવારદો હો કે પ્રીતમ, જીમ ઉતરો ભવપાર
—હિરદે. ૩

મુજ અને બાંધવ ઉપર હો કે પ્રીતમ, રાગદ્વેષ પરિહાર;
સમ પરિણામ થે રાખીજો હો કે પ્રીતમ, જીમ ઉતરો ભવપાર
—હિરદે. ૪

જે કિયા તે ભોગવો હો કે પ્રીતમ, નિમિત્ત માત્ર અન્ય હોય,
નિશ્ચય દુઃખ આતમ દિયો હો કે પ્રીતમ, નિમિત્ત ભાઇને જોય
—હિરદે. ૫

તેથી હિત ધર વિનવું હો કે પ્રીતમ, ધર્મ કિયા સુખ હોય;
પાપ અઠારહ પરિહરો હો કે પ્રીતમ, પુનરપિ વેર ન હોય.
—હિરદે. ૬

જીવ સભી ખમાલેવો હો કે પ્રીતમ, જે કિયા અપરાધ;
તેહનાં કિયાં તુમ ખમો હો કે પ્રીતમ, મંત્રી ભાવ આરાધ
—હિરદે. ૭

દેવ અરિહન્ત, ગુરૂ નિગ્રન્થ હો કે પ્રિતમ, કેવલી ભાષિત ધર્મ;
તત્વ તીન આરાધજો હો કે પ્રીતમ, સમકિતનો એક મર્મ
—હિરદે. ૮

ધન કુટુમ્બ મિત્રાદિકનો હો કે પ્રીતમ, બન્ધનને મત રાખ,
દુઃખ આયા નિજ જીવને હો કે પ્રીતમ, શરણાગતને સાખ
—હિરદે. ૯

મૃત્યુમાર્ગ પહુચાવતાં હો કે પ્રીતમ, દેવ જપો અરિહન્ત;
સમાધિ સમ્બલ લેયને હો કે પ્રીતમ, પહુંચો મોક્ષ મહન્ત
—હિરદે. ૧૦

રક્ત માંસ કરકે ભરયો હો કે પ્રીતમ, દેહ પિંજરો એહ;
નષ્ટ દેખ ભય કરો મત હો કે પ્રીતમ, જ્ઞાન ભાવના લેહ
—હિરદે. ૧૧

મૃત્યુમહોત્સવ જાનજો હો કે પ્રીતમ, ભય ન રખો લવલેશ,
તૃણકુટિ સમ પણ ફોડને હો કે પ્રીતમ, રત્નગૃહ પ્રવેશ,
—હિરદે. ૧૨

કુર્મ વૈરિ દુઃખ પીંજરે હો કે પ્રીતમ, નાંખ્યો ચૈતનરાય,
મૃત્યુરાજ શરણુ બિના હો કે પ્રીતમ, બન્ધન નાય છુડાય
—હિરદે. ૧૩

કલ્પવૃક્ષ મૃત્યુ થકી હો કે પ્રીતમ, જો સુખ સાધે નાય;
દુર્બુદ્ધિ તે આત્મા હો કે પ્રીતમ, ભવ ભવ મે દુઃખ પાય,
—હિરદે. ૧૪

મૃત્યુસમ જો વેદના હો કે પ્રીતમ, જ્ઞાની મોહ નશાય;
આત્મિક અર્થને સાધને હો કે પ્રીતમ, સ્વર્ગ મોક્ષમે જાય
—હિરદે. ૧૫

કાચ્ચા ઘટકો અગ્નિમેં હો કે પ્રીતમ, પાકા નીર રહાય;
મરણુ તાપસમ સેવતા હો કે પ્રીતમ, સુખ ભાજન જીવ થાય
—હિરદે. ૧૬

અનેક બરસ તપસ્યા કરી હો કે પ્રીતમ, જો સુખ તપસી પાય;
સમાધિ મરણુ આરાધતાં હો કે પ્રીતમ, અલ્પ કાલમે આય
—હિરદે. ૧૭

પાપ સકલકો ત્યાગો તુમે હો કે પ્રીતમ, આહાર ચાર પરિહાર;
છેલ્લા શ્વાસ લગે છંડજ્યો હો કે પ્રીતમ, ઝીણી દેહ નિઃસાર
-હિરદે. ૧૮

વાલો સજ્જન જો હુવે હો કે પ્રીતમ, ખર્ચી બાંધે સાથ;
આપ પરલોક પધારતા હો કે પ્રીતમ, એ મુઝ હાથનો ભાત
હિરદે -૧૯

એહ સકલ ઉપદેશને હો કે ભવિયન, માથે હાથ ચઢાય;
તહત કરીને સદ્ધિયો હો કે ભવિયન, યુગબાહુ હુલસાય
-હિરદે. ૨૦

શુભ લેશ્યા શુભધ્યાનથી હો કે ભવિયન, કાલ કરયો તિણુવાર;
સ્વર્ગ પાંચવે સુર થયો હો કે ભવિયન, સામાનિક પદ ધાર
-હિરદે. ૨૧



(૯૮)

## એહી પિંજરા નહિ તેરા.

---

રાગ—આશા ગોડી.

એહી પિંજરા નહિ તેરા,
હંસારાજા ! એહિ પિંજરા નહિ તેરા-ટેક.
કુટુંબ કબીલો સંગ ન આવે, ભાયું ન ચાલે ભેરા-હંસા.
માયા નીરખી કયાં લલચાયો, જાત ન લાગે વેરા-હંસા.

માટી ચુન ચુન મહેલ બનાયા, મૂરખ કહે ઘર મેરા—હંસા.
ભમરા હોકર સબ જુગ ભમિયા, ફીર્યા ચોરાશી ફેરા—હંસા.
કહેત **કબીરા** સુનો ભાઇ સાધુ, અંત જંગલ બિચ ડેરા—હંસા.



(૯૯)

## સંસાર મુસાફરખાનું છે.

ભજન.

સંસાર સમજીલે શાણા ! મુસાફરખાનું;
કોઇ નથી ટકયું, કોઇ નથી ટકવાનું શાણા—મુ. ટેક.

દૂર દેશ તારો પ્યારા, અરે પરદેશી શાણા !
કાલે સવારે ઉઠી, તારે તો જવાનું શાણા—મુ. ૧

સગાં ને સંબંધી તારાં, પંખીડાંનો મેળો શાણા !
તારૂં જે માન્યું તે તો, ન્યારૂં છે થવાનું શાણા—મુ. ૨

સંસારના આ ધામમાં, વિશ્રામ છે દિન ચારનો,
ઉંચો ન આવે કામથી, આરામ ના પલવારનો,
આળસ તજી પ્રભુ લે ભજી, તજી તંત આ સંસારનો,
જાવું જરૂર પડશે ઉઠી, ડંકો થતાં દરબારનો.

સંત્યની શિરોઈ નીતિ, જળે ભરી રાખ શાણા !
ભગવત ભજન ભાતું, ભીડ ભાંગવાનું શાણા—મુ. ૩



(૧૦૦)

## જબરો કાળ ઝપાટો.

ભજન.

જબરો કાળ ઝપાટો રે, કોઇ ચેતનહારાં ચેતો—ટેક.

ફાલ્યાં ફૂલ્યાં શું રે ફરો છો, જુઓ વિચારી જગમાં;
વણસતાં કાંઈ વાર ન લાગે, રોગ ભર્યા રગરગમાં-જબરો. ૧

દર્પણ લઈ શું દિલમાં રાચો, સમજો જમની સેં'માં;
કાળ અચાનક આવી પકડશે, ઝડપ સુવાડે ચે'માં-જબરો. ૨

ડાપણડાયા કોમળ કાયા, ઉડયા પલકમાં એતો;
કેડે મોરે જરૂર જવું છે, ચતુર ચિત્તમાં ચેતો-જબરો. ૩

આશા તૃષ્ણા મોહ મમતમાં, મિથ્યા ન બનશો ઘેલાં;
**ઋષિરાજ** કહે પાજ બાંધીએ, પૂર આવ્યાંની પહેલાં-જબરો. ૪

●

(૧૦૧)

## મનને ઉપદેશ.

રાગ-બિલાવર.

**ભૂલ્યો** મન ભમરા તું કયાં ભમ્યો? ભમ્યો દિવસ ને રાત,
માયાનો બાંધેલ પ્રાણીઓ, સમજ્યો નહિ શુદ્ધ વાત—**ભૂલ્યો.**

કુંભ કાચો કાયા જાવરી, જોઇને કરોની જતન,
વણસતાં વાર લાગે નહિ, રાખો રૂડું રતન—**ભૂલ્યો.**

કેનાં છોરૂં કેનાં વાછરૂં, કેનાં માય ને બાપ,
અંતકાળે જવું એકલું, સાથે પુન્ય ને પાપ—ભૂલ્યો.

જે ઘેર નોબત વાજતી, રૂડા છત્રીશ રાગ,
ખંડેર થઈ તે ખાલી પડયાં, કાળા ઉડે છે કાગ—ભૂલ્યો.

જીવની આશા ડુંગર જેવડી, મરણુ પગલાંને હેઠ,
મોટા મોટા મરી ચાલીયા, લાખો લખપતી શેઠ—ભૂલ્યો.

ઉલટી નદી પૂર ઉતરી, જાવું પેલેરે પાર,
આગળ નીર તો નહિ મળે, જોઇએ તે લેજે હાર—ભૂલ્યો.

સત્કર્મ સદ્‌વસ્તુ વોહોરજો, ઇશ્વર સ્મરણુ સાથ,
**કબીર** જુહારીને નીસયા, લેખું સાહેબ હાથ—ભૂલ્યો.

[૧૦૨]

## કુચકી નોબત બાજ રહી.

રાગ—ઠુમરીઃ ત્રોટકની ઢબમાં (મોહન રસીયો આયો બગીયામેં.)

જાગ મુસાફિર દેખ જરા, વોતો કુચકી નૌબત બાજ રહી—ટેક.

સોવત સોવત બિત ગઇ, સબ રાત તુઝે પરભાત ભઈ,
સબ સંગકે સાથી તો લાદ ગયે, તેરે નૈનમેં નિંદ વિરાજ રહી—૧

કોઇ આજ ગયા કોંઇ કાલ ગયા, કોઇ જાવન કાજ તિયાર ખડા,
નહિ કાયમ કોઇ મુકામ યહાં, ચીરકાળસે ચેહી રિવાજ રહી.—૨

ઇસ દેશમેં ચોર ચકોર ઘને, નિજ માલકી રાખ સંભાળ સદા;
બહુ તે હુશિયાર લુંટાઇ ગયે, નહી કોઇકી સાબત લાજ રહી–૩

અબતો તજ આળસકો મનસે, કર સંગ સામાન તિયાર સભી;
**બ્રહ્માનંદ** ન દેર લગાય જરા, બિજલી શિર ઉપર ગાજ રહી–૪



( ૧૦૩ )

## અબ તુમ કબ સમરોગે રામ.

---

ધનાશ્રી.

કબ સમરોગે રામ, અબ તુમ કબ સમરોગે રામ ?–ટેક.
ગર્ભબાસમેં ગરજ બતાયે, નીકલ હુવા બઇમાન–અબ.
બાળપનો હસી ખેલી ગુમાયો, તરૂણપનેમેં કામ–અબ.
હાથ પાવ નિરબલ સબ અંગો, નિકટ ભયો અવસાન–અબ.
જુઠી કાયા જુઠી માયા, આખર મોત નિદાન–અબ.
કહેત **કબીરા** સુનો ભાઇ સાધુ, દો દિનકા મિજબાન–અબ.





(૧૦૪)

## જીવરાશીની સઝાય.

---

રાગ—વેરાડી.

અંત સમે ભવિ આતમા, જીવરાશી ખમાવે;
જાણપણું જગ દોહિલું, આવી વેળાએ આવે—
તે મુજ મિચ્છામિદુક્કડં.

પ્રાયશ્ચિત કરૂં હું પાપનું, અરિહંતની સાખ;
જે મેં જીવ વિરાધિયા, કોટિ ચોરાશી લાખ—તે મુજ.

સાત લાખ પૃથ્વીતણા, સાતે અપકાય;
સાત લાખ તેઉકાયના, સાતે વળી વાય—તે મુજ.

દશ લાખ પ્રત્યેક વનસ્પતિ, ચઉદ લાખ સાધારણ;
બી, તી, ચૌરેંદ્રિય જીવના, બે બે લાખ વિચારણ—તે મુજ.

દેવતા, તિર્યંચ, નારકી, ચાર ચાર પ્રકાશી;
ચઉદ લાખ મનુષ્યની, એમ લાખ ચોરાશી—તે મુજ.

ઇણભવે પરભવે સેવિયાં, જે મેં પાપ અઢાર;
ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરૂં, દુર્ગતિનાં દાતાર—તે મુજ.

હિંસા કીધી જીવની, બોલ્યો મૃષાવાદ,
દોષ અદત્તાદાનના, મૈથુન ઉન્માદ—તે મુજ.

પરિગૃહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ;
માન માયા લોભ મેં કર્યા, વળી રાગ ને દ્વેષ—તે મુજ.

કલહ કરી જીવ દુહવ્યા, દીધાં કુડાં કલંક;
નિંદા કીધી પારકી, રતિ અરતિ નિઃશંક—તે મુજ.

ચાડી કીધી પરતણી, કીધો થાપણમોસો;
કુગુરૂ, કુદેવ, કુધર્મનો, ભલો આણ્યો ભરોસો—તે મુજ.

ખાટકીને ભવે મેં કર્યાં, જીવના વધ ઘાત,
ચડીમાર ભવે ચરકલાં, માર્યાં દિન ને રાત—તે મુજ.

કાજી મુલ્લાંને ભવે, પઢયા મંત્ર કઠોર,
જીવ અન્નેક જબ્બે કર્યા, કીધાં પાપ અઘોર—તે મુજ.

માછીને ભવે માછલાં, ઝાલ્યાં જળવાસ;
ધીવર, ભીલ, કોળી ભવે, મૃગ પાડયા છે પાસ—તે મુજ.

કોટવાળને ભવે મેં કર્યા, આકરા કર દંડ;
બંધિવાન મરાવીયા, કોરડા છડીદંડ—તે મુજ.

પરમાધામીને ભવે, દીધાં નારકી દુઃખ;
છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ—તે મુજ.

કુંભારને ભવે મેં કર્યા, નિભાહ પચાવ્યા;
તેલી ભવે તલ પીલીયા, પાપે પિંડ ભરાવ્યાં—તે મુજ.

હાળી ભવે હળ ખેડીયાં, ફોડયાં પૃથ્વીનાં પેટ,
સુડ નિંદણ કીધાં ઘણાં, દીધા બળદ ચપેટ—તે મુજ.

માળી ભવે રોપ રોપીયા, નાનાં વિવિધ વૃક્ષ;
મૂળ, પત્ર, ફલ, ફૂલનાં, લાગ્યાં પાપ અલક્ષ—તે મુજ.

અધોવાયાને ભવે; ભર્યાં અદકેરા ભાર;
પોઠી, ઉંટ, કીડા પડયા, દયા નાણી લગાર—તે મુજ.

છીપાને ભવે ચીતર્યાં, કીધા રંગણુપાસ;
અગ્નિ આરંભ કીધા ઘણા; ધાતુરવાદ અભ્યાસ—તે મુજ.

શૂરપણે રણ ઝૂઝતાં, માર્યાં માણુસ વૃંદ;
મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધાં મૂળ ને કંદ—તે મુજ.

ખાણ ખણાવી ધાતુની, વળી પાણી ઉલેચ્યાં;
આરંભ કીધા આત ઘણા, પોતે પાપજ સંચ્યાં—તે મુજ.

બિલ્લીભવે ઉંદર ગળ્યા, ગિરોળી હત્યારી;
મૂઢ, ગમારતણે ભવે, માંકડ જું લીખ મારી—તે મુજ.

ભાડભુંજાતણે ભવે, એકંદ્રિય જીવ;
જાર ચણા ઘઉં શેકીયા, પાડતા અતિ રીવ—તે મુજ.

ખાંડણ પીશણ ગારના, આરંભ કીધા અનેક;
રાંધણ ઈંધણ અગ્નિનાં, લાગ્યાં પાપ વિશેક—તે મુજ.

અણુગળ આંધણ મેલીયાં, વિણ પુંજેલ ચૂલે;
અણુસોયા કણ ઓરીયા, એવાં કર્મ ન ભૂલે—તે મુજ.

સાપ, વીંછી, સિંહ, ચીતરા, શકરા ને સમળી;
હીંસક જીવતણે ભવે, હીંસા કીધી સબળી—તે મુજ.

સુવાવડી દુષણ ઘણાં, કાચા ગર્ભ ગળાવ્યા;
જીવાણી ઢોળ્યાં ઘણાં, શિયળવ્રત ભંગાવ્યાં—તે મુજ.

વિકથા ચાર કીધી વળી, સેવ્યા પંચ પ્રમાદ;
ઇષ્ટ વિયોગ પડાવિયા, કીધાં રૂદન વિષવાદ—તે મુજ.

સાધુ અને શ્રાવકતણાં, વ્રત લઇને ભાંગ્યાં;
મૂળ અને ઉત્તરતણાં, જે જે દુષણ લાગ્યાં—તે મુજ.

દેહ કુટુંબ પરિગ્રહતણા, કીધા વિધવિધ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તે સૌ પ્રતિબંધ—તે મુજ.

એ રીતે ઇણભવે પરભવે, કીધાં પાપ અખત્ર;
પચખું સંભારી તે સહુ, કરૂં જન્મ પવિત્ર—તે મુજ.

ઉંડું આલોચીને હવે, શરણાં ધરી ચાર;
અણુસણવ્રત હું આદરૂં; માનવભવનો જે સાર—તે મુજ.

એણી વિધે આરાધના, ભાવે કરશે જેહ,
**સમયસુંદર** કહે પાપથી, નિશ્ચય છૂટશે તેહ—તે મુજ.

•

(૧૦૫)

## આંહી કોઇ નથી તારૂં.

**ધનાશ્રી**

કોઈ નથી તારૂં, પથિક! અહીં કોઈ નથી તારૂં – એ ટેક.
આ ભુતાવળમાં ભરમાઈ, માં કર મારૂં મારૂં-પથિક.
ભાઈ-ભરોસે કોને બેઠો? મેલ બધું અંધ્યારૂં-પથિક.
સુત, સેવક ને સગાં સંબંધી, શું કરી આપે સારૂં-પથિક.
ધન જોબન ને ધામ ધરાદિક, જોતાં સર્વ જનારૂં-પથિક.
અનુભવ છે તોપણ ઉંઘેછે, એજ મહા અંધારૂં-પથિક.
જેનાપર આધાર બધો છે, તે તન પણ પડનારૂં-પથિક.
બળમાંથી બંધાઈ રહ્યો શું, વાગે મોત નગારૂં-પથિક.
હાથ પસારી હાય જવાનું, અહીંનું અહીં રહેનારૂં-પથિક.
**કેશવ** પ્રભુપદ એક શરણ છે, પ્રાણુથકી કર પ્યારૂં-પથિક.

•

(૧૦૯)

## અંતરની અભ્યર્થના.

(રાગ—પરિયાણુાંને પહોંચ્યાં રે, તેડાં તતપર થયાં રે.)

અંતરયામી ! સુણુશો રે, અંતરની આ વાતડી રે—ટેક
કરૂણાનિધિ કરશો, મારાપર મહેર,
આપની સમિપે રે, ઈચ્છુંછું હું આવવારે;
પ્રીછું નહિ, પહોંચી શકું કઈ પેર—અંતર.

જ્ઞાનરૂપી ભાનુંરે, આડાં કાળાં વાદળાં રે;
દિવસ છતે, દિસેછે ઘોર અંધેર;
સૂઝ નથી પડતી રે, સ્વામી સાચા પંથની રે;
ઝાઝું ચાલ્યો, તોયે છું ઠેરનોઠેર—અંતર.

દરશનની પરશનતા રે, પ્રથમ પહેલી નહિ મળી રે;
સાધન એથી, બની ગયાં છે બહેર;
માનવનો ભવ પામ્યો રે, તે તો માત્ર નામનો રે;
કિટકમાં ને, મુજમાં ન ઝાઝો ફેર—અંતર.

મોહિનીએ મુંઝાવ્યો રે, ભૂલ્યો હું તો ભાનને રે;
વિષયવશ મેં, જ્યાં ત્યાં વસાવ્યાં વેર;
દિવાના સરીખી રે, દિસે દશા માહરી રે;
પિયુષ મૂકી, પીધું હળાહળ ઝેર—અંતર.

અંતરાયુ પૂર્વે રે, બાંધી હશે આકરી રે;
જડતો નથી, લાભ જે જગજાહેર;

શ્રમની સફળતારે, સહજ ન સાંપડી રે;
સાંધ્યાં જ્યાં મેં, સાત ત્યાં તૂટ્યાં છે તેર—અંતર.
કર્મના કુઠારે રે, હણાએલો આતમા રે;
સ્વપ્ને ન મળે, સાચાં સુખની લ્હેર;
હતાશ થયો છું રે, આવ્યો શરણે આપને રે;
મહેર કરી, સ્વામી ગુજારોને ખેર—અંતર.

**ફકીર**

●

## (૧૦૭)

## ભક્તિનો મહિમા.

તોટક છંદ

શુભ શિતળતામય છાંય રહી, મનવંછિત જ્યાં ફળપંક્તિ કહી,
જીનભક્તિ ગૃહો તરૂકલ્પ અહો, ભજીને ભગવંત ભવંત લહો.
નિજ આત્મસ્વરૂપ મુદા પ્રગટે, મન તાપ ઉતાપ તમામ મટે;
અતિ નિર્જરતા વણ દામ ગૃહો, ભજીને ભગવંત ભવંત લહો.
સમભાવિ સદા પરિણામ થશે, જડમંદ અધોગતિ જન્મ જશે;
શુભ મંગળ આ પરિપૂર્ણ ચહો, ભજીને ભગવંત ભવંત લહો.
શુભ ભાવવડે મન શુદ્ધ કરો, નવકાર મહાપદને સમરો;
નહિ એહ સમાન સુમંત્ર કહો, ભજીને ભગવંત ભવંત લહો.
કરશો ક્ષય કેવળ રાગ કથા, ધરશો શુભ તત્વસ્વરૂપ યથા;
નૃપચંદ્ર પ્રપંચ અનંત દહો, ભજીને ભગવંત લહો.

●

(૧૦૮)

## છેલ્લી ઘડી.

(રાગ- રત્નાકર પચીશી અથવા સિકંદરનાં ફરમાનમાં પણ ચાલશે.)

આટલું તો આપજે, ભગવન્! મને છેલ્લી ઘડી,
ના રહે માયાતણાં, બંધન મને છેલ્લી ઘડી. ૧.

મરણ શય્યા પર પડી, મિંચાય છેલ્લી આંખ જ્યાં,
હે દયાળુ! આપજે, સ્થિરતા ભલી છેલ્લી ઘડી. ૨.

અતિ કિંમતી આ જીંદગી તે, સ્વલ્પ પણ સમજ્યો નહિ,
અંતસમયે આપજે, શુભ સન્મતિ છેલ્લી ઘડી. ૩.

જીવનભર સ્થિત થઈ રહ્યો, સંસારના સંતાપમાં,
સૌમ્ય શાંતિ અર્પજે, નિધન! મને છેલ્લી ઘડી. ૪.

હાથ પગ નિર્બળ બને ને, શ્વાસ છેલ્લા સંચરે,
લીનતા તુજ સ્વરૂપમાં, રહેજો મને છેલ્લી ઘડી. ૫.

